# अनिलदूत.

( મેઘદૂત જેવું એક નાનું કાવ્ય. )

કર્તા

મણિલાલ છબારામ ભટ્ટ.
પંડિતજીની પોળ—અમદાવાદ.

છાપી પ્રસિદ્ધ કરનાર

હરિભાઈ દલપતરામ પટેલ.
શાહાપુર—અમદાવાદ.

આવૃત્તિ ૪ થી. પ્રત ૫૦૦

મદાવાદ શાહાપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ
દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમા છાપ્યું.

સંવત ૧૯૭૧ સન ૧૯૧૫

કિમ્મત ચાર આના.

# પ્રસ્તાવના.



આજથી પચીસ ત્રીસ વર્ષ ઉપર, ત્યારે અભ્યાસ દરમિયાન સંસ્કૃત કાવ્ય સાહિત્યમાં રુચિના હતા ત્યારે, 'મેઘદૂત'ને અનુકરણે આ નાનકડું ખંડકાવ્ય બનાવ્યું હતું. પહેલી આવૃત્તિ મેં અને બીજી મારા ભાઈ ચિ. રા. ચુનીલાલ પીતામ્બર ભટ્ટ અને તેમના મિત્રોએ છપાવી હતી. ત્રણ આવૃત્તિ ખપી જવા છતાં પણ, વિદ્યાર્થીઓ અને કાવ્ય રસિક ગૃહસ્થો તરફથી આની વારંવાર માગણી થયા કરતી હું નહિ પરંતુ બીજો કોઈ વિદ્વાન જોઈ જાય અને તે પછી છપાવાય તો ઠીક, એમ હું ધારતો હતો અને એ ધારણામાં ને ધારણામાં કાળ કાળનું કામ કરે જતો હતો. કેટલોક કાળ નીકળી ગયા પછી એ ત્રણ મિત્રોએ એવો અભિપ્રાય દર્શાવ્યો કે, તમારી વય અને સંસ્કૃત સાહિત્યના આસ્વાદ અનુકરણના એ કાળને માટે જેમ છે તેમને તેમ છપાવવું એ ઠીક છે. મને પણ એ વાત પસંદ પડી. ઘણીવાર એમ બને છે કે, અમુક વસ્તુ જે દેશકાળમાં જે પરિસ્થિતિમાં અને જે અસરોમાં લખાઈ હોય છે તે કાળના તે પરિસ્થિતિના અને અસરોના વહી જવ પછી સુધારો કરવા જતા 'જમાતૃશોધ' જેવું થાય છે. કેટલાક વિદ્વાનોની કૃતિઓમાં આમ થયેલું મારા જોવામાં પણ આવ્યું છે એટલે મિત્રોના 'જેમ છે તેમજ' છપાવવાવાળા અભિપ્રાય ઉપર હુંએ આવ્યો અને મેસર્સ હરગોવનદાસ હરજીવનદાસ, બુકસેલર્સવાળા મિ. ત્રિભોવનદાસની 'અનિલદૂત' 'ઋતુવર્ણન' ને 'સીતા હરણ' વગેરે મારી આગલી કૃતિઓને છપાવવાની મરજીને માન આપ્યું

'મુફ્સ' વાંચતાં વાંચતાં જે કંઈ સુઝયું તેજ માત્ર આમાં સહેજસાજ ફેરવ્યુ છે. મારા 'કાવ્યપીયૂષ' મા કવિતાને માટે મે મારો ટુંકો અભિપ્રાય દર્શાવ્યો છે, એટલે અહિં કંઈ નવીન લખવાનું નથી, તોપણ સાહિત્ય વાતાવરણમા ચઢેલા વાવાઝોડાના મોટા તોફાનમાં એટલુ કહેવુ પ્રાપ્ત થાય છે કે, એજ કવિતા છે અને એજ કવિતા લોકોમાં પ્રિય થઈ પડે છે કે જેણે લોક ચરિતને અને લોક ભાષાને પોતામા લઈ લોકનાં મનને અસર કરી હોય. હુ પોતે નહતો ધારતો કે આ કવિતાઓ લોકને ગમશે, પરંતુ ત્રણ આવૃત્તિઓની પરિસમાપ્તિ અને તેમ છતાં ચાલુ રહેલી માગણીઓ મારી એ ભૂલ ભાગી લોકને પ્રસંદ હોવાનુ બતાવી આપે છે. કવિતા સ્વાભાવિક છે અને સ્વાભાવિક અતઃકરણના ઉછાળાથી લખેલી કવિતાઓ ઘણીવાર કરનારને મન રમતગમત જેવી જણાવા છતાં તેવીજ સ્વાભાવિક અસરોવાળા હૃદયોને રસથી ઘેલાં કરી નાંખે છે. એકને ન ગમે તે બીજાને ગમે અને બીજાને ન ગમે તે એકને ગમે એવું જગતમાં જણાય છે. આ સામાન્ય સત્ય છે. લોક રુચિ વિચિત્ર છે અને કવિતામા તો તે ખરેખર વિચિત્રજ છે. ઉંડી 'ફિલસુફી' વાળી કેટલીક કવિતાઓ લોકને ગમતી નથી અને સાધારણ ઘરગતુ વિચારોથી ભરેલી સાદી ઇબારતની કવિતાઓ લોકને ફીદા ફીદા કરી નાંખે છે. મારી કવિતાઓ થોડી છે, હુ કવિ નથી, અને મેં જે કંઈ કવિતા જેવું કર્યું છે, તે કવિતાઇ 'ફિલસુફી' બતાવવાને કર્યું નથી. આપણા જેવા બીજાં હૃદયો હશે અને આપણા જેવી અસરોમાં તે પણ આમાં રસ માણશે એમ વિચારીને આપણી સાથે બીજાને

પણ રસાસ્વાદ કરાવવાને લખ્યું છે. લોકથી હું જુદો નથી માર્‌ું હૃદય તે લોકનું હૃદય અને લોકનું હૃદય તે માર્‌ું હૃદય એવા અદ્વૈત ભાવથી સ્વાભાવિક રીતેજ જે કથન થયેલું તે મેં કરેલું છે આનાથી લોક રંજન થયા એ મારો અદળક આનંદ અને સંતોષ છે.

દોષ રહિત કોઈ વસ્તુ છેજ નહિ તો પછી આમાં દોષ નથી, એમ કેમ કહેવાય ? દોષ હશે અને તે વાંચકોને ક્ષમાથી સામો શોભા રૂપ થશે તો હું વળી વધારે આનંદ પામીશ, વિશેષ શું ?

અમદાવાદ—પંડિતજીની પોળ. } લી.
તા. ૨૫ મી. સપ્ટેમ્બર ૧૯૧૫ } **મણિલાલ છબારામ ભટ્ટ.**



તૈયાર છે ! તૈયાર છે !

**નવલ કથાના શોખીનોને ઉમદા તક !**

# ગુર્જરી

## મુંબઇની શેઠાણી.

**લેખક—સાક્ષર મણિલાલ છબારામ ભટ્ટ.**

આ નવલ કથામાં મુંબાઇનું અવતરણ, આશાના અંકુર, આનંદમાં આનંદ, દૈન્યનો દુર્ગુણ દેપ, આત્મવિચાર, રામચંદ્રનું ચરિત્ર, રંગનું ચટકું, સુખ દુઃખના બેલી, વરની મરજી, ક્યાં મન માને, મિત્રોનો મેળાપ, સારા વરની ખોટ, નિરાશાનો છાંયો, વિવાહનું વચન, વિવાહ નક્કી થયો, ચંદુનું જતું, રજવાડી રહેણી, બંગલાની બલા, ભેદી બનાવ, ખરાનું ખોટું વિગેરે વિગેરે અનેક પ્રકારની બાબતો એવી ચિતરવામાં આવી છે કે વાંચક વર્ગને એક પાનું વાંચતાની સાથેજ સંસારીક વહેવારીક તેમજ રજવાડી ખાતામાં કેવી નજીવી તકરારને લીધે કાવાદાવા કરવામાં આવે છે તેનો આબેહુબ ચિતાર કેટલો ચિતરવામાં આવ્યો છે. તે માલમ પડી આવશે.

**સુંદર સોનેરી નામવાળું કપડાનું પુઠું સુંદર સફેદ ચીકણા કાગળ પૃષ્ટ સંખ્યા ૩૧૬ છતાં કીંમત માત્ર રૂ. ૧–૪–૦ વી. પી. પોષ્ટેજ જુદું.**

**સોલ એજન્ટ**

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦—પાનકોર નાકા—**અમદાવાદ.**

# अनिलदूत.

—»○○«—

**मन्दाक्रान्तावृत्त**

હેમન્તાન્તે વિબુધ જન કો રાય નિર્દેશ પામી,
ત્યાગી કષ્ટે પ્રણય વિધુરી મુગ્ધ રામા રસીલી;
આવી લેવા વિરતિ વસિયો વ્યાકુલો વિપ્રયોગે,
વૃક્ષે રમ્ય ક્ષિતિધર રુડા નીલ શૈલ પ્રદેશે. ૧
સંભારીને સુખ અનુભવ્યાં પૂર્વનાં વિપ્રયોગે,
શોષી ગાત્રો પ્રતિદિન થતાં દુર્બલ પ્રૌઢ શોકે;
આવા રમ્ય પ્રતનુ સલિલે સ્નિગ્ધ અદ્રિ પ્રદેશે,
ગાળ્યો તેણે શિશિર ઋતુને પ્રેમથી આર્ત ચિત્તે. ૨
લીલાં લીલાં લલિત તરુને પત્ર ને પુષ્પ આવ્યાં,
અશ્રૂ બિન્દુ પ્રણયિજનનાં નેત્ર પદ્મે ભરાયાં;

---

( ૧ ) હેમન્તાન્તે=હેમન્ત ઋતુના અન્તમાં કોઇ વિબુધજન=વિદ્વજ્જન રાજાના નિર્દેશ=આજ્ઞાથી ત્યાગી=તજીને પ્રણયવિધુરી=પ્રેમઘેલી, વિરતિ=વિરામ, વિપ્રયોગે=વિયોગે ક્ષિતિધર=પર્વત, નીલશૈલ પ્રદેશે=નીલગિરિના પ્રદેશોમાં. વિપ્રલંભશૃંગાર રસયુક્ત આ ખંડકાવ્યનો નાયક **ચતુરોદાત્ત** છે. આમાં વૃત્ત સર્વત્ર **મન્દાક્રાન્તા** છે.

( ૨ ) પ્રૌઢશોક=ઘણો શોક. પ્રતનુ સલિલે સ્નિગ્ધ= આછા આછા પાણીથી લીલા—રસાળ આર્તચિત્ત=દુઃખી ચિત્ત, આ શ્લોકમાં વિયોગને પ્રાપ્ત થતી ઉદ્વેગ ઉન્માદ, વ્યાધિ વગેરે અવસ્થાઓનું વર્ણન છે.

( ૩ ) અશ્રુબિન્દુ=આંસુ, પ્રણયિજન=પ્રેમીજન, ભૃંગ= ભ્રમરોથી. કુમુદ=પોયણાં.

છાયાં ભૃંગે કમળ કુમુદો પુષ્પ સૌરભ્યવંત,
સંયોગીને સુખકર પછી આવવાથી વસન્ત. ૩

તાજાં ખીલ્યાં સુરભિ સુમને સર્વદા વાસવાળા,
છાયેલા જે નવલ લવલી માધવીથી રૂપાળા;
જોતાં જોતાં મનહર ગિરિ–પ્રાન્તની શ્રી પ્રભાતે,
બેઠો જૈ તે સુઘટ તરુના મંડપોમાં નિરાંતે. ૪

વલ્લીઓને વિધિ શિખવતા નૃના કાત્યર્યેનો ને,
સંયોગીને મુદિત કરતા, પીડતા કામુકોને,
સન્દેશાર્થે મલયગિરિના વાયુને તે વિયોગી,
કે'વા લાગ્યો વિધવિધતણી પ્રાર્થનાએ પ્રણામી. ૫

વાયો ! તું છે જગત જીવ ને દુષ્ટનો દારનાર,
શાતા દાતા સુભટ કુલનો ચિત્તનોએ ઉદ્દાર;
કષ્ટો વેઠી સતત સુખનો સર્વને આપનાર,
યાચું માટે સુજન ગણીને હું તને વારવાર. ૬

તારે ખોળે સુભગ શિર આ વ્યાકુલાકુલ હું છું,
મારું તેનું જીવન તુજના હસ્તમાં છે ગણું છું;

---

( ૪ ) સુરભિ સુમને=સુવાસવાળાં પુષ્પોથી, લવલી-માધવી=એક જાતની વેલીઓ, ગિરિપ્રાન્તનીશ્રી=તળેટીની શોભા.

( ૫ ) વલ્લીઓ=વેલીઓ, મુદિત=હર્ષાન્વિત, કામુકો=કામીજનો, પ્રણામી=પ્રણામ કરી.

( ૬ ) દારનાર–નાશ કરનાર, સુભટકુલનો=શૂરવીર કુલનો.

સંદેશો હું વિદિત કરું તે લૈ જજે લાટ દેશે,
બન્ધો! તારી ચિરવિરહિણી ભાભીને સોંપવાને. ૭
આમ્રાંકુરે મદન ધનુના તીરનું વેર વાળ્યું.
કોયેલોએ મધુર રવથી ચિત્ત મારુ પ્રજાળ્યું;
આશે આશે બહુ દિન વસ્યો ના હવે તો વસાય,
વ્હાલીનો આ વિરહ નહિ રે હા! વસન્તે ખમાય. ૮
આંબા કેરો રસ ખટ મધુ મિશ્ર પીવે પિકોના,
મીઠા કંઠો મૃદુ હૃદયને ભેદતા કામિયોના;
નિર્દોષીના પણ ઉડી મને પ્રીતડી ઉપજાવે,
રાત્રીનાથી વધુ દિવસમાં કામ ઇચ્છા કરાવે. ૯
કષ્ટે કાળ વ્યતિત કરતાં સે'જમાં ઓછું લાવી,
પાણી આણી તરલનયને હા! પ્રિયા પ્રાણપ્યારી;
મારા પાખે વિરહ વિધુરી વ્યાકુલા અંગ અંગે,
સ્હેશે શે એ મદનશરના પાત આવે વસન્તે. ૧૦

( ૭ ) તેનું પ્રોષિત નાયિકાનું, ચિરવિરહિણી=લાંબા-કાળથી વિયોગી થયેલી.

( ૮ ) આમ્રાંકુર=આમ્રમંજરી, શલ્ય=બાણ. આમ્ર-મંજરી, એ કામદેવના પાંચ શરમાંનો એક શર છે.

अरविन्दमशोकश्च चूतश्चनवमल्लिका ।
नीलोत्पलश्च पंचैतेपञ्च बाणस्यसायकाः

( ૯ ) પિક=કોકિલા, કોકિલ પક્ષીઓ આંબાનો ખાટો રસ પીવાથી મીઠા થયેલા કંઠવડે વિરહીઓનાં ચિત્તને ભેદે છે. નિર્દોષી=કામ પ્રચાર વિકાર, મને=ચિત્તમાં, અર્થાત્ નિર્દોષીના મનમાં પણ પ્રીતિના અંકુર ફૂટે છે તો કામીનું શુ કહેવું ?

( ૧૦ ) વ્યતિત કરતાં=ગાળતાં, તરલનયને=ચપળ-નયને, મારા પાખે=મારા વિના.

વેઠાએ ના પરિચિત સગાં સ્નેહી બંધુજનોનો,
તો શે પ્યારી સહન કરશે આ સમે છોહ મારો;
ત્યાગી સર્વે સુતનુ વિભવો રે'તી હોશે સશોક,
ગાળ્યા બાકી દિવસ ગણતી કેટલા તે હમેશ. ૧૧
સર્વેને આ મધુ વિભવથી પૂર્ણ આનંદ દે છે,
ત્યારે માત્ર પ્રણયિ જનને, વિપ્રયોગે દમે છે;
આશા જેની સફળ થઇ છે તે વિયોગી રડે છે.
તો શે ફાટી હૃદય ન પડે મુગ્ધ પ્રેમીજનોનાં ૧૨
સન્દેશાર્થે અનિલ ! તવ જા શીઘ્ર પ્યારીની પાસે,
ઘેલા જેવી અરુણ નયની વ્યગ્ર હોશે નિવાસે;
મારે છોહે ભુંઇ પર સુતી એક પાસે કળોઠે,
ભાભી તારી વિરહી મુજથી જ્યાં દુખે કાળ ગાળે. ૧૩
સહ્યાદ્રિમાં સહચર તને જે પમાડે પ્રમોદ,
જ્યાં છે ઝાઝાં પ્રિય તરુ તને નીપ પુન્નાગ લોધ્ર;

---

( ૧૧ ) ઇધ્મ=વસંતઋતુ, સ્ત્રીઓ પ્રકૃતિથીજ કોમળ હૃદયની હોય છે તે સ્નેહીજનોના વિયોગ સાંખી શકતી નથી, તો તેવીજ પ્રકૃતિવાળી એ=તારી ભાભી મારો વિયોગ કેમ વેઠશે ?

( ૧૨ ) મધુ=વસંત પોતાના વૈભવથી આનંદ આપે છે. વિપ્રયોગ=વિયોગ, પ્રણયિ જન=પ્રેમી માણસો જેઓએ સુખોપભોગ સારી રીતે કરેલા છે તે પણ આ વસંતમાં વિયોગે શોક કરે છે તો અભિનવ નવા પ્રેમવાળાં અમારા જેવાં દંપતીની તો વાતજ શી કરવી ?

( ૧૩ ) અરુણ નયની=લાલ નેત્રવાળી, નિવાસ=ઘર, વિયોગમાં સ્ત્રીઓ પર્યંકશયન કરતી નથી. એ પ્રસિદ્ધ છે.

( ૧૪ ) નીપ પુન્નાગ લોધ્ર=એ એક જાતનાં ઝાડો છે.

સંક્ષેપે હે અનિલ! વરણી માર્ગ તારે જવાનો,
દર્શાવું તે શ્રવણ ધરજે ભૂમિ ને પર્વતોનો. ૧૪
આ ગ્રાવાના તલ પરિસરે મિત્ર! લીલા રસાળા,
છે ઝાડોના થર થકી ભર્યા આંખડીને સુખાળા;
ગંગા હોયે નભથી પડતી તેમ વે'તા ઉંચેથી,
ધોધો ખોમાં પડી ઉછળતા ફીણ ને બિંદુએથી. ૧૫
આવ્યો જેને નવ કુસુમનો ફાલ છે આ વસંતે,
એવી લીલાં લલિત દલની ફાલી વલ્લીની કુંજે;
જોજે બેઠી શ્રમિત થઈને લાડતી સ્વામિ સાથે,
ક્રીડાસક્તા કહિં કહિં મદે મીણી મદ્રાઙ્ગનાને. ૧૬
ક્રીડા ખિન્ન પ્રિયતમ પરે શીત શૈલાંબુ છાંટી,
ધીરે ધીરે વ્યજન કરતી તાલ શાખા ઝુલાવી;
મીચી આંખે દશન ઘસીને મત્ત દંતી રિઝાવે,
એવી ક્રીડા વળી કરિણિની દેખજે એ પ્રદેશે. ૧૭
રાતાં પીળાં કુટજ કુસુમે વાસવાળાં રૂપાળાં,
અદ્રિ શૃંગો ક્ષિતિરુહ તણા પલ્લવાચ્છાદનાળાં;

---

( ૧૭ ) આ શ્લોકમા હસ્તી વિહાર છે વ્યજન=વિંઝણું તાલશાખ=તાલવૃક્ષની ડાળી દશન=દંત. દન્તી=હસ્તી. કરિણી=દન્તિની સ્ત્રી વાટમાં હાથીઓ થાય છે, હાથીઓની રસિક ગમ્મત બહુ વર્ણવાય છે ક્રીડા હાથીને પ્રિય છે

દૃષ્ટાંત-वृद्धोऽपिवारणपतिर्नजहातिलीलाम् ॥

( ૧૮ ) કુટજ—કુટ—શિખર જ=જન્મ પામેલા અર્થાત્ શિખરે થયેલા કુસુમ=પુષ્પ. શૃંગો=શિખર, ક્ષિતિરુહ=વૃક્ષ આચ્છાદન=ઢંકાયલાં. મદન—કામદેવને વસંતોત્સવાર્થ એટલે વસંત ઋતુના ઉત્સવના અર્ચને આપવાને અર્ધ-વર્તુલાકારે ઉભાં રહેલાં.

જાણે ઊભાં કર ધરી કુશો વર્તુલાકાર અર્ધ,
દેવા માટે પ્રિય મદનને આ વસંતોત્સવાર્ધ. ૧૮
તે સ્થાનેથી પ્રથમ પળતાં કુર્ગના દુર્ગ દેશે,
જાવું થાશે પણ રિઝિશ તું વૈભવે ને વિલાસે;
જુદાં જુદાં કુટપર કર્યા રમ્ય ઉંચા નિવાસ,
અંબોડાથી પ્રસરતિ જહિં ધૂપ કેરી સુવાસ. ૧૯
જાશે જ્યારે સઉ ઉપરની ટેકરીએ તું ત્યારે,
જોશે ચારે તરફ સઘળા પર્વતો ઓળ ઓળે;
થાશે ભારે અનિલ! તહિં તું વ્યોમ ભીનાશવાળો,
બીજો જાણે ઘન સમયનો મેઘને લૈ જનારો. ૨૦
પાછું વાળી નજર કરતાં ભવ્ય ઉંચા ગિરિની,
ટોકો જાણે અડતી નભને વાદળી આકૃતિની;
પાણી કેરા કણ ઉડી ઉડી જ્યાં પરાવર્તનોથી,
આપે વર્ષા વિજળી ઘનની યાદ જોના જવાથી. ૨૧

---

( ૧૯ ) અંબોડાને ધૂપ દેવાનો પ્રથમ સંપ્રદાય હતો. તેની વાસને લાવતો.

( ૨૦ ) સર્વથી ઉંચી ટેકરીએ જતાં વ્યોમની–આકાશની ભિનાશે!કરીને કંઈ ભારે થઈશ, કેવા કે જેમ મેઘના સમયમાં મેઘને લઈ જનાર વાયુ ભારે થાય છે તેમ.

( ૨૧ ) સઘળો ગિરિપ્રદેશજ વર્ણવામાં આવે છે. જેનાં શિખર ગગનને અડે છે એવા ઉંચા ગિરિ તેના ઉપરથી ઝરતાં ઝરણના પડતા સ્રોતથી થતાં જળકણના પરાવર્તનો મેઘ ધનુષ્ય જેવા રંગિત થવાથી મેઘકાળનો ભાસ કરાવે એવા કેટલાક દેખાવ થાય છે.

પ્રાત:કાળે દૂશદ ફૂલકો ઝાકળે ઝાંખવાળાં,
બાળાતાપે જલમય થતાં લાગતાં મોતી ટાંકયાં;
રાતાં પીળાં હરિત વળિયાં તેની માંહે પડેલાં,
લાગે જાણે શકલ શનિના હોય ના શું ખરેલા. ૨૨
બેઠા કેડે વનપ્રિય સખે ! આ વિલાસી વસંત,
જાયે છે તું પ્રથમ જ વને તેથી આનંદવંત;
પોતાકેરા પ્રિયતમ તણો મુખ્ય મંત્રી ગણીને,
સત્કારાર્થે તરુવર તને માન દેશે ચડીને. ૨૩
આરણ્યોના તલતટ રૂપી આંગણામાં અશોક,
ને આંબાના શબલ દલના ઝૂલતા થોક ઝોક,
દ્વારે બાંધ્યાં શુભ સુચવતાં તોરણો શા રૂપાળાં,
ઠામે ઠામે અનિલ તુજને પાંખશે પ્રેમવાળાં. ૨૪
છાયા લીલા વધુ વધી વધી વલ્લરી મંડપો ને,
પામ્યાં પત્રો ક્ષિતિરુહ નવાં પુષ્પ પુષ્પદ્રુમો ને,
રીઝયો ન્યાળી મનહર બન્યો ઇષ્મને કામ આપ,
'મોટા રીઝે પ્રિયજનતણી ભૂતિ જોતાં સદાય.' ૨૫

---

( ૨૩ ) પોતાના પ્રિયતમ=વસંતનો મુખ્ય જન ગણીને વનવૃક્ષો પણ તને સારો સત્કાર આપશે.

( ૨૪ ) આરણ્યોના અંત પ્રદેશ રૂપી આંગણામા અશોક ઇત્યાદિ તરુઓ જાણે તોરણને માટેજ નવ પલ્લવને ધારણ કરી રહ્યાં ન હોય તેમ શોભે છે ! .

( ૨૫ ) વલ્લરી—વેલીઓ. ક્ષિતિરુહ—વૃક્ષ. પુષ્પ દ્રુમ= ફૂલઝાડ. ઇષ્મને—વસંતને જોઇને કામ—કામદેવ અપાર પ્રમોદ પામ્યો. મોટા—મહાજન—સજ્જન સદા પોતાના પ્રિયજન—આમ જનને સુખી જોઇને રીઝે છે. ભૂતિ=ચડતી આબાદી, દૃષ્ટાન્તાલંકાર.

તીરે મોટાં અખુટ જળનાં પલ્વલોને ઘણેરા,
હંસો સાથે જલ મનુષનાં યુગ્મ જોજે રમતાં;
આ કાલે એ ગિરિવરતણાં સાન્દ્ર ગુફા ગૃહોમાં,
ઢાળો લેતાં પશુ ખગ વળી માધવી મંડપોમાં. ૨૬
કિંચિત્કિંચિત્ અલિકુલવડે ચુમ્બિત પ્રાન્તવાળાં,
તાજાં તાજાં શિરિષ સુમનો વીણી લૈને પડેલાં;
કામે ઘેલાં જનપદ જનો જ્યાં રચે કામપીઠ,
ત્યાં વાજે તું સુખ રૂપ થતો દંપતીને વિશેષ. ૨૭
ચૈત્રે તાજાં નવ દલ વતાં મો'રની વાસવાળાં,
કોકીલાને ઇતર ખગનાં કૂજને ગાજી રે'તાં;

(૨૬) અખુટ=નખુટે એવાં પલ્વલ=સરોવર, જલમનુષ=જળ માણસ ઘણુ કરીને સર્વદા જળમાંજ રહે છે. આકૃતિ બરોબર મનુષ્યના જેવી હોય છે તથા વાનુ બરુ કાળા રંગનાં હોય છે. ઉંચાં ફૂટ સોઢ ફૂટ હોય છે. માછલા ઉપર તેમનો નિર્વાહ ચાલે છે ને સર્વદા ઉંડા જળમા રહે છે ઉનાળાના દિવસે બપોરે જ્યારે કોઇના સંચાર હોતો નથી ત્યારે તે જળથી બહાર નીકળી રમે છે. કેટલાક દાંતની પુતળીઓ જેવાં ઘણાંજ રૂપાળાં હોય છે. સાન્દ્ર ઘણીજ છાયાવાળા મધ્યાહ્ન વર્ણન છે.

(૨૭) કિંચિત્કિંચિત=જગ જરા અલિકુલ=ભમરી મધમાખો, જનપદજન પૃથક્જન કામપીઠ=કામ શય્યા. વસંત ઋતુમાં મધ્યાહ્ન કામોદ્દીપક છે. શિરિષ સુમનો=શિરિષનાં ફૂલ. શિરિષ વસંત તથા ઉષ્ણકાળનુ ફૂલ ઝાડ છે. કોમળતાને માટે પણ શિરિષનાં ફૂલ શ્રેષ્ઠ છે ને મધમાખો ઘણું કરીને મધને માટે ચૂસે છે.

(૨૮) ચૈત્રે=ચૈત્ર માસ અથવા વસંત આવતાં ઇતર=અવર–બીજા. ખગ=વિહગ કૂજન=ગાયન, ગાન. ગ્રન્નારા=

પંથે જાતા પથિક જનના ચિત્તને ચોરનારાં,
બન્ધો ! થાશે ઉપવન તને કષ્ટદા મૂકી જાવાં ૨૮

શાતા દાને કરી કરિ તણા લિપ્ત ગણ્ડસ્થળો શાં,
રેલે રગ્યા મનસિલ તણે પાર્શ્વને ધારનારાં;
રમ્ય ગ્રાવા કુટિલ કુટને મા તું ભેટે સવેગ,
ચિન્તા રાખી વિરહ વિધુરી તારી ભાભીની ભ્રાત. ૨૯

ધીરાં વાગે વલય નરઘા તાલ દેતાં કરેથી,
સાથે ગાતી વનચરવધૂ ઉચ્ચ લાંબા સ્વરેથી;
ત્યાં તું તારો સુર પુરવજે વાંસવંશી વગાડી.
એવી લીલા કરી ખુશી થઈ વર્તજે વા ! અગાડી. ૩૦

---

ભેદનારા કષ્ટદા=વિષમ,=દુસ્તર. એવાં પર્વત પ્રદેશનાં ઉપવન મૂકી જવા તને ગમશે નહિ.

( ૨૯ ) દાન=મદ અંક=રેલા ગ્રાવા=પર્વત કુટિલ= વાંકાચુકાં—કુટ=શિખરમાં=ના, નિષેધાર્થે માત્ર તે વિધુરી તારી ભાભીની ચિન્તા રાખીને એવાં પર્વતનાં શિખરોને અથડાઈશ નહિ—એટલે કે કુટ સાથે અથડાતાં ગમન વિઘ્ન થાય તો સંદેશો લઈ જતાં વિલંબ થાય માટે તેમ ન કરીશ.

( ૩૦ ) વલય=કંકણ પર્વત ઉપર વસતા ભિલ્લ લોકની સ્ત્રીઓ નગારાં વાગતે તથા તાળીઓ પાડતાં જેમનાં કંકણ તાલ આપે છે એમ મોટેથી ગાતી હશે તેમના ગાયનમાં તુ પણ વાંસમાંથી અવાજ કાઢીને બરોબર રાગ પુરાવજે અને એવી તેમની લીલા જોવા પછી પાછો ત્યાંથી માર્ગે પડજે. વાયુથી જે વાંસમાં મોટા સ્વર થાય છે તેને કીચક કહે છે.

પંથે જાતાં અભિમુખ તજી રમ્ય આ શૈલ દેશ,
શોભાવાળા સુભગ લવણા નિમ્નગાના પ્રદેશ;
ચિત્તાકર્ષી અધિક તુજને લાગશે છાયવાળા,
હંસો કેરા કલરવવડે ચિત્તને ચોરનારા. ૩૧
શય્યા માટે કુસુમિત થતાં બાળ મંદાર કેરાં,
ઉદ્યાનોમાં કુસુમ વિંણતી ચિત્રિણી કામિનીનાં;
આતાપેથી વ્યથિત વદને સ્વેદના બિન્દુવારી,
લોંજે ધીરે વહન થઇને કુન્તલોને ઝુલાવી. ૩૨
છાયા જેના પથ ઉડી ઉડી પુષ્પ કેરા પરાગ,
જ્યાં છે સ્નિગ્ધ શ્રવણ સુખદા કોકિલાના વિરાવ;
જ્યાં હંસોનાં વિલસિતવડે પદ્મનાં વૃન્દ ડોલે,
એવાં દેશે ઉપવન તને શાન્તિ મધ્યાહ્નકાળે. ૩૩

---

( ૩૧ ) અભિમુખ=સામે, આગળ આરમ્ય શૈલદેશ= પર્વતદેશ. સુભગ—સારા. હે સુભગ! મનોહર લવણા—નદીછે પદ્મપુરની પાસે વા તેનાથી થોડે છેટે કે એટલામાં છે, જુઓ માલતી માધવ અંક ૯ મો નીમ્નગા=નદી, ચિત્તાકર્ષી= ચિત્તને ચોરે એવા રમણીય નીલગિરિ પછીનો કેટલોક પર્વત પ્રદેશ મૂક્યા પછી સપાટ પ્રદેશ આવે છે ત્યાં લવણા છે.

( ૩૨ ) કુસુમિત—ફૂલ પામતાં ચિત્રિણી—સ્ત્રીઓની એક જાત છે. પદ્મિની ઉત્તમ ને તેનાથી ઉતરતી ચિત્રિણી કહેવાય છે—તાપથી વ્યથિત—શ્રમ પીડિત કુન્તલા—સ્ત્રીઓના લલાટ ઉપરના અતિશે ઝીણાવાળ જે ઘણા ખરા અંબોડામાં આવતા નથી તે કેટલેક ઠેકાણે આ વાળને જાણી જોઇને છુટા મુકવામાં આવે છે.

( ૩૩ ) પથ=માર્ગ પરાગ—પુષ્પરેણું સ્નિગ્ધ=મનોહર વિલસિત=રમત ગમ્મત, ક્રીડા. એવાં ઉપવન તને મધ્યાહ્નકાળે શાન્ત કરશે.

શોભાવાળી, ક્ષિતિધર સમા સૌધના હેમ કુમ્ભે,
જેમાં નાચે ભવન શિખિઓ રમ્ય ગોપાનસીએ;
રાજ્યદ્વારે પટુ પટહના થાય છે ઘોષ જેમાં,
ઉદ્યાનેથી ગમન કરજે એવી પદ્માવતીમાં. ૩૪
અંબોડામાં વસન વદને કુંકુના ક્ષોદ વાળી,
રક્તામ્બુથી સ્નપિત કરતી દેવૃને હસ્ત ઝાલી;
તૂટે ક્ષોભે સ્તન ઉપરના મોતીના શુભ્રહાર,
જોજે એવી પ્રમદ વધુના હોલિકાના વિહાર. ૩૫
સોપારીથી પરિણિત થતી ડાળી પુગી દ્રુમોની,
જ્યાં છે તાલીવન ઘન સમા વીરુધાતામ્બુલીની;

---

( ૩૪ ) ક્ષિતિધર=પર્વત. સૌધ્ય=મહેલ. હેમકુંભ=કનક કળશ. ભવનશિખિયો=ગૃહમયૂર. ગોપાનસી=છત્તના ટેકા, પટુ=મૃદુ, મનને આનંદ પમાડે એવું. ઢોલના અવાજને વખાણતાં તથા પક્ષીના સ્વરને વખાણતાં ઘણું ખરૂં પટુ શબ્દ વપરાય છે. **पटुपटहध्वनिभिर्विनीतनिद्रः ॥ प्रातःकाळेपटुमदकलकूजितंसारसानाम् ॥** ઈત્યાદિ. પદ્માવતી નામની નગરી લવણા પારા નામની નદીઓની પાસે છે.

( ૩૫ ) અંબોડામાં વસનમાં અને વદનમાં કકુનાક્ષોદ ભરાઈ ગયલો છે એવી–દેવૃ=દિયેરનો હાથ ઝાલી, રક્તામ્બુ=રાતા પાણીએ સ્નપિત=નવરાવી નાંખતી–અને ક્ષોભે=ગડબડાટે સ્તન ઉપરના ધવલ મોતીના હાર જેમના તૂટે છે એવી પ્રમદ= ઘેલી વધૂઓના વિહાર જોજે.

( ૩૬ ) પરિણિત=નમેલી, પુંગીદ્રુમ=સોપારીનું ઝાડ, તાલી=તાડના જેવાં પરંતુ શ્યામ પત્રવાળી વનની ઝાડી. વિરુધ=વેલી. સ્તબક=ગુચ્છા આવે છે અને વસંતમાં જ્યારે

એવા માર્ગે સ્તણકથી નમી ભેટી એલાલતાને,
સદ્દેશાર્થે વળી વિચરજે મૂકી પદ્માવતીને. ૩૬
ક્રીડાઘેલી પિકતણી સુણી વ્યંજનાઓ વિશેષ,
આરંભે જ્યાં વિધવિધતણાં ક્રીડનો ભિલ્લલોક;
એવા દાવે નિબિડ તરુમાં ગ્રામ્યદેશે વિશાળ,
માં ત્યાં ઝાઝો સમય ઠરતો મિત્ર મારા સમીર! ૩૭
નાચે નાનાં મૃગશિશુ ચરી ચાર આનંદમાં ને,
તીરે જેને કરુબક તણા ફાલ ફૂલ્યા હશે તે;
જાતાં ત્યાંથી અભિમુખ સખે! ટાળી નિર્વેદ તારો,
કૃષ્ણા કેરા મન રિઝવશે રમ્ય નાના પ્રદેશો. ૩૮

---

તે ખીલે છે ત્યારે ઘણીજ દર્શનીય થાય છે. તે પદ્માવતી મૂકીને એવા બીજા પ્રદેશે પાછો પળજે, અર્થાત્—એ નગરમાં અટકીશ નહિ.

( ૩૭ ) ક્રીડાઘેલી=ક્રીડામાં મત્ત થએલી. પિક=કોકિલા. વ્યંજનાઓ=વ્યંગ વાક્યો. હે સમીર ! જ્યાં પિકાદિના વ્યંગ વાક્યો સાંભળી ભિલ્લ લોક વિવિધ ક્રીડનો આરંભે છે ત્યાં તુ લાંબો વખત રહીશ નહી, ગગનમાં વિઘ્નકારી થઇ પડે માટે.

( ૩૮ ) ત્યાંથી વિશ્રાંતિ લઇ અભિમુખ જતાં=આગળ જતાં, હે સખે ! જ્યાં નાનાં મૃગ બાળકો આનંદથી ઘાસ ચરેછે તથા જ્યાં કુરુવકનાં પુષ્પ ખીલેલાં છે એવા કૃષ્ણાના પ્રદેશો તારુ મન રિઝવશે. કરૂવક વસંતમાં પ્રફૂલ્લિત થાય છે.

કિંચિત્ વક્ર પ્રથમ પળતાં પૂર્વમાં તે સ્થળેથી,
રત્નાકાર પ્રતિસરણિનાં લક્ષ્મ લેજે વિચારી.
કોરેલાં જ્યાં પરવત વિષે દૃશ્ય દેવાલયો છે.
વાયો! તેને નિરખિ પળજે તું જનસ્થાન પંથે. ૩૯
પ્રાવૃટ્કાલે ઘનપટલથી અંકિત પ્રૌઢ શૃંગે,
પાર્શ્વે પાર્શ્વે ખગકુલ ભર્યાં રમ્ય કાદમ્બ વૃક્ષે;
જાણે કેકા સ્વરથી શિખિના આપતો હોય માન,
એવો દૃષ્ટિ ગ્રહણ કરશે સાનુમાન્ માલ્યવાન. ૪૦
ખોળી ખોળી કુહર ગિરિની પાદપોની નિકુંજ,
થાકી અન્તે અનુજ સહ જ્યાં ત્યાગીને સર્વ ધૈર્ય;
એ ગ્રાવાના સુહૃદ સુભગ પ્રાન્ત રમ્ય પ્રદેશે,
છુટે મોઢે રઘુપતિ રડ્યા'તા સીતાને વિયોગે. ૪૧

( ૩૯ ) કિંચિત્=લગાર, વક્ર=વાંકુ. આ સ્થળેથી જરા પૂર્વમાં વળતા રત્નભૂમિનાં લક્ષ્મ=ચિન્હ તું જોજે. (ગોવળકોંડા.) ત્યાં આગળ પર્વતમાં કોતરી કાઢેલાં દેવાલયો છે. તે જોઈ તું જનસ્થાનને માર્ગે પડજે.

( ૪૦ ) પ્રાવૃટ્કાલે=વર્ષામાં, ઘનપટલથી=મેઘ સમૂહથી અંકિત=ચિહ્નવાળાં. શૃંગ=શિખરો, કાદમ્બ=નીપવૃક્ષ, દૃષ્ટિ ગ્રહણ કરશે=દૃષ્ટિ હરણ કરશે, સાનુમાન=પર્વત, માલ્યવાન્-એ પર્વતનું નામ છે. ચોમાસામાં મેઘ સમૂહ ધસાવાથી શામચિહ્ન યુક્ત શિખરવાળો તથા નીપવૃક્ષયુક્ત તને મધુર સ્વરથી સન્માન દેતો હોય એવી શોભાવાળો દૃષ્ટિને આનંદ આપતો થશે.

( ૪૧ ) હે સુહૃદ ! હે અનિલ ! ગિરિનાં=પર્વતની કુહર=ગુફાઓ, પાદપોની=વૃક્ષોની નિકુંજ ઇત્યાદિ સ્થળોમાં અનુજ=લક્ષ્મણ સાથે ( સીતાને ) ખોળી ખોળીને અન્તે

પી પી આવ્યાં ઝરણુ જળને ઉછરેલાં કદમ્બે,
નાચે મોરો થન થન કરી પીચ્છ ફેલાવી તાને,
ભાસે જાણે ઘનપટલ શા પામીને મેઘ કાલ,
જો એવા પ્રસ્રવણુ ગિરિના રમ્ય પર્યંત ભાગ. ૪૨
તીરે બોલે તરુવર તણે મત્તપક્ષી શકુન્ત,
ઉડાડે જ્યાં રતિરભસમાં હંસિયો ભૃંગ વૃન્દ;
જ્યાં ખેલેછે કમલ વનમાં પેસી નાના મરાળ,
એવું પંપાસર નિરખજે કાનનોમાં વિશાળ. ૪૩
ક્રીડાઘેલા કરિ મદજળે પદ્મકિઞ્જલ્ક ગંધે,
ભિલ્લ સ્રીના વિગલિત થતા સ્નાનથી અંગરાગે;
છે જે ગંધી પવન વહને વૃક્ષ છાયાથી શીત,
એવા પંપા જળ મહિંકરી સ્નાન થાજે પવિત્ર. ૪૪

---

થાકી જ્યાં ધૈર્ય તજી દઈને એ આવાના=માલ્યવાનના આન્તરમ્ય=તલાટીના સુન્દર પ્રદેશે રઘુપતિ સીતાના વિયોગે છુટે મુખે રડયા હતા. અર્થાત્ એ માલ્યવાન્ ગિરિની તલેટીના પ્રદેશ એવા મનોહર છે કે ધીર પુરૂષને પણ વિપ્રયોગમાં વ્યાકુળ બનાવી ધૈર્ય મુકાવે છે.

( ૪૨ ) વારિસ્રોતે=જળ પ્રવાહે, નીલ=સ્યામ. પ્રસ્રવણુ પર્વતનું નામ છે. માલ્યવાન પછી પ્રસ્રવણુ ગિરિ આવે છે. આ સર્વ સ્થળ જનસ્થાનમાં તથા પંચવટીમાં અથવા તેણી તરફ આવેલાં છે.

( ૪૩ ) મત્તપક્ષીશકુન્ત જ્યાં આગળ બોલે છે. રતિરભસ=રતિસંક્ષોભ. જ્યાં ભૃંગને ઉડવાનું કારણ થઈ પડે છે. મરાળ શિશુ જ્યાં કમળવનમાં ખેલે છે એવા મોટા વનમાં તું પંપા સરોવરને નિરખજે.

પત્રે પુષ્પે મનહર સખે ! આશ્રમોમાં વનોમાં,
સૌમિત્રી ને દશરથ સુતે લાડ જેને લડાવ્યાં;
એવાં સીતા પદ પરિચયે પુણ્યવાન્ સૈકતો છે,
વાયો ! એવી તદિં નિરખજે રમ્ય ગોદાવરીને. ૪૫

રાતાં તાજાં મૃદુ કિસલયે રાગવાન્ વૃક્ષવાળા;
તાજી ફૂટે કુસુમ કળિયો સર્વદા વાસવાળા;
ને ગાજતા પરભૃત તણા ટૂહુકારે મજાના,
તારું વીરા ! મન રિઝવશે દેશ તે દંડકાના. ૪૬

છાંટી સીધુ કરી અગરુના ધૂપથી ગન્ધવાન,
પુષ્પો કેરો પિત પુલિનમાં પાથરી કિંકિરાત;
પૂજે પ્રેમે સ્મર યુવતિયો જ્યાં વસંતોત્સવોમાં,
મા થોભે રે સહચર જતાં રમ્ય એવાં સ્થળોમાં ૪૭

---

( ૪૫ ) સ્વામીએ તથા દિયર લક્ષ્મણ જેને આશ્રમોમાં વનોમાં લાડ લડાવ્યાં હતાં એવા સીતાના પદ પરિચયે પુણ્યવાન થયેલા સૈકતવાળી અતિરમ્ય ગોદાવરી નદીને વિલોકજે

( ૪૬ ) જેના રાતાં અને તાજા કોમળ કિસલયે= પલ્લવે રાગવાન્=રાતા દેખાતા વૃક્ષવાળા તાજી કુસુમ કળિયો ફૂટવાથી સર્વદા વાસવાળા, પીકના—કોકિલના મધુરાનાદે ધ્વનિત દંડકારણ્યના દેશ તારુ મન રિઝવશે.

( ૪૭ ) સીધુ=આસવ છાટીને તથા અગરુના ધૂપથી ગન્ધવાન કરીને વળી પુલિનમાં-વનસ્થળીમાં પુષ્પોનો પીળો કિંકિરાત=પરાગ પાથરીને જ્યાં આગળ વસંતોત્સવોમાં યુવતિયો સ્મર પૂજન કરે છે એવાં રમ્ય સ્થળોમાં= આંબાવાડીયાંમાં હે સહચર ! તું જતાં થોભીશ નહિ.

વૃક્ષે છાયા મૃગકુલ ભર્યા આશ્રમોમાં રૂપાળા,
વ્યાપી રે'તી સમિધ કુશ ને આજ્યની ધૂમવાળા;
વંદી એવા મુનિજનતણા યજ્ઞના મંડપોને,
ધીરા ત્યાંથી ગમન કરજે શીઘ્ર સંદિષ્ટ માર્ગે. ૪૮
સેવે જેને ગ્રહ શશિ રવિ રત્નસાનુ પ્રમાણે,
શીયાળાની સમ જહિં હવા પ્રાપ્ત થાયે ઉનાળે;
જેની થાયે ઘન સમયમાં મેખલા મેઘમાળા,
એવાં લેશે તુજ શ્રમ હરી શૃંગ સહ્યાદ્રિ કેરાં. ૪૯
ખેંચે આવી તૃણ તરુતણા જ્યાં ઉભાળા પડેલા,
ખાડા ઉંડા અતિ મલિન જ્યાં નીલ પાણી ભરેલા;

( ૪૮ ) સમિધ્ તથા કુશની અને આજ્યની ધૂમ જ્યાં સર્વત્ર વ્યાપી રહે છે એવા વૃક્ષોની પૂર્ણતાવાળા મૃગ ઇત્યાદિ પશુઓના વાસવાળા મુનિજનના યજ્ઞ=હોમ મંડપોને વંદીને સંદિષ્ટ=કહેલે માર્ગે પાછો ગમન કરજે. સમિધ્ કુશ-આજ્ય ઇત્યાદિ યજ્ઞમાં વપરાતી ચીજોની વાસના સારી હોય છે એટલુંજ નહિ પણ નઠારા વ્યાધિને નિર્મલ કરવામાં પણ તે ઉપયોગી છે.

( ૪૯ ) ગ્રહ રવિ શશિ જેને રત્નસાનુ=મેરુની પેઠે સેવે છે એવાં શીયાળાની પેઠે ઉનાળે પણ જ્યાં ટાઢ રહે છે, એવાં, અને વર્ષાકાળમાં નૈઋત્યથી આવતાં વાદળો જેની મેખલા થાય છે એવા ઉંચાં સહ્યગિરિના સાનુ=શિખરે તારો માર્ગશ્રમ હરી લેશે, મહાબળેશ્વરનું શીખર સૌથી વધારે ઉંચું છે કે જ્યાં ઉનાળામાં ઘણીજ ઠંડક રહે છે. ઉંચા પર્વતોને વાદળાં મેખલા પ્રમાણે વિંટાય છે.

( ૫૦ ) અહિંથી પર્વતની જુગુપ્સા ઉત્પન્ન કરે એવી ખીણોનું વર્ણન બે શ્લોકમાં કર્યું છે. વર્ષાકાળમાં આખા ગિરિ પ્રદેશમાંથી ખેંચાઈ આવેલાં તૃણ તરુ ઇત્યાદિ વનસ્પ-

**ફેલાયે જ્યાં દવતણી કટૂ ધૂમ દુર્ગન્ધ વાળી,**
**એવો ત્યાંથી પ્રથમ પળતાં આવશે દેશ પા'ડી. ૫૦**
**માંસા'રો જ્યાં વન પશુ દિને ગર્જનાઓ કરંતાં,**
**ઉંડી ખોમાં ભયકર રવે જંબુકો જ્યાં રડંતાં;**
**ગંધાતી કૈં કુહર પશુના વાસીમાંસે અપાર,**
**એવો કાપી ઝટપટ જજે ગર્હ્ય પા'ડી પ્રદેશ. ૫૧**
**નાનાં નાનાં મૃગ શિશુતણાં, ક્રીડનોથી સુહાતા,**
**પ્રાંતે ખીલ્યાં કુરુવક વડે ચિત્તને ચોરનારા;**
**એવા એવા સુખકર સખે ! સહ્યના અંતદેશે,**
**ટાળી તા'રો, શ્રમ પથતણો સ્વલ્પ વિશ્રામ લેજે. ૫૨**

---

તિના ઉબાળાના ઢગલા જ્યા પડેલા છે એવા, કોઈ કોઈ સ્થળે જ્યા પાણી ઉપર લીલ થઈ જવાથી મેલાં કાળાં પાણી ભરેલા ખાડાઓવાળો, જ્યાં આગળ વનદવ કરીને નઠારી ધુમાડી ગોટાય છે એવા પહાડી પ્રદેશ આવશે.

( ૫૧ ) જ્યા દિવસે પણ માંસ ભક્ષણ કરનાર પશુઓની વિકરાળ ચીસો શ્રવણે આવતી હશે જ્યા જમ્બુક=શિયાળવાં રોતાં હશે અને વાસી માંસે જેની ગુફાઓ ગંધાતી હશે એવા પંથ હે અનિલ ! તુ ઝટપટ પૂરો કરીને આગળ આવતા સહ્યપર્વતના અતિ રમણીય પ્રાન્ત ભાગમાં ગમન કરજે.

( ૫૨ ) સહ્યગિરિના અતિ રમણીય પ્રાન્ત–છેડાના ભાગ તારો શ્રમ અને નિર્વેદ ઉતારી નાંખશે, કારણ કે મૃગ=હરિણનાં ક્રીડનોથી તથા વૃક્ષની રમણીયતાથી તે ચિત્તને હરી લે એવા છે ત્યાં તુ સ્વલ્પ વિશ્રામ લેજે મોટા ગિરિપંથ વર્ણવ્યા પછી વિશ્રામ લેવાને વિનંતી કરવી એ સ્નેહની સીમા બતાવે છે. નાયક માત્ર સ્વાર્થ પરાયણ નથી તે આ ઠેકાણે સિદ્ધ થાય છે.

જ્યાં વારીનાં ઝરણુ નિકટે મત્ત માતંગ ઝુલે,
કુંજો જેની રમણુ કરતી કિન્નરીઓ ગજાવે;
એવાં વિન્ધ્યા પરિસર તણાં રમ્ય આરણ્ય જોજે,
એ સ્થાનેથી ગમન કરતાં સેજ નૈઋત્ય પંથે. ૫૩
ઉંડી ઉંડી ગિરિ કુહરમાં નિર્ઝરો જ્યાં ઝરેછે,
વૃક્ષચ્છાયે વન પશુ તણાં અર્ભકો જ્યાં રમેછે;
નાનાં નાનાં ઝરણુ જળનાં નિર્મળાં જ્યાં ઝરેછે,
ધર્મારણ્યે ઋષિજન તણા આશ્રમો ત્યાં દિસેછે. ૫૪

---

( ૫૩ ) જ્યાં આગળ નાના ઝરણુના તીરમાં માતંગ હાથીઓ ઝુલે છે. મત્તહાથીઓ ઝુલે છે એ ઘણોજ ઉત્તમ ભાવ છે. હાથી પક્ષે "ઝુલવુ" એ શબ્દ અદ્ભુત યોગ્ય છે. કિન્નરીઓ જેના પ્રદેશ ગજવે છે એવા દૂર છતાં પણ તને સમીપ લાગતા વિંધ્યા સમીપના પ્રદેશ ત્યાંથી જરા નૈઋત્યમાં ગમન કરતા આનંદ ઉપજાવશે હજી લાટ દેશ આવ્યો નથી પરંતુ સમીપવર્તી ચિહ્નરૂપ આ શ્લોક લાટદેશનો આગમ સુચવે છે

( ૫૪ ) સહ્યગિરિ મૂક્યા પછી વિન્ધ્યાના પ્રદેશો સૂધીનો વર્ણનાત્મક ભાગ સપાટ પ્રદેશનુ વર્ણન અહિંથી શરૂ થાય છે સપાટ છતાં નાના નાના પહાડથી આ પ્રદેશ ઘણોજ રમ્ય છે. ઋષિઓનો વાસ પણ આપણા લોકો આજ પ્રદેશમાં વિશેષ છે એમ માને છે. જ્યાં ગિરિ=પર્વતની કુહર-ગુફામાંથી નિર્ઝરો=વહળા વહે છે એવા. જ્યાં વિવિધ જાતનાં તરુની છાયાવાળા પ્રદેશમા વન પશુનાં અર્ભક બચ્ચાં રમે છે એવો, જ્યાં નાનાં ઝરણુ પણ ઘણા ઝરે છે એવા તથા જ્યાં ઋષિયોના આશ્રમ દૃષ્ટિએ પડે છે. એવા પ્રદેશ આવશે.

જોયું તે સૌ થકી પણુ હવે આવશે સારું સારું,
જોતો જોતો પ્રિય વિચરજે ક્ષેત્રમાં ધાન્યચારૂ;
પત્રોવાળાં તરુવર પરે કોકિલા મિષ્ટ બોલે,
તેના નાદે ધ્વનિત બનતા વિન્ધ્ય કેરા પ્રદેશે. ૫૫
વારે વારે ઉતરી પડતી મેખલા એક હાથે,
ઝાલી રાખી, અવર કરના લોલ લીલારવિન્દે;
ક્રીડા કાળે પ્રણુય કુપિતા થૈ, સપત્ની પ્રસકત
સ્વામીને જે રિસઈ દમતી તેહુને ત્યાં રિઝાવ. ૫૬
અભોજોની કળીથકી ઘણુા ભૃંગ ઉડાડી જાતો,
વા'જે વાલા ગભિર ગમને પુષ્પવાસે સુહાતો;
લાડે લોટી મૃગ શિશુ તરૂચ્છાય નીચે રમન્તા,
માર્ગે જોજે અગણિત યુથો હસ્તિઓનાં ચરન્તાં. ૫૭

( ૫૫ ) અ યાર સુધી જે પ્રદેશ જોયા તેના કરતા આગળ આવતા પ્રદેશ વધારે રમણીય છે. વિંધ્યગિરિના પ્રદેશમાં ઘણી જાતનાં તરુ થાય છે તેવા તરુયુક્ત પ્રદેશમા વસંત ઋતુના દિવસો હોવાથી કોકિલાઓના નાદ થતાં ધ્વનિત=ગર્જિત પ્રદેશમાં. તારુ ગમન પણ તને આનદ ઉપજાવશે

( ૫૬ ) આ શ્લોક વનવિહારના છે કુપિત. નાયિકાનુ વર્ણન છે. સપત્ની=શોક પ્રસકત=આસક્ત સ્વામીને. વારે વારે ઉતરી પડતી મેખલા એક હાથે ઝાલી રાખી અવર=બીજા હાથના લીલારવિન્દે=લીલા કમળવડે તાડકર્થ. દમતી માનિની=માનીનિને રિઝવજે એટલે કે તેમને કામસક્ત કરીને પતિને વશ અનુકૂળ કરજે.

( ૫૭ ) અંભોજોની=કમળની કળીઓથી ભૃગ-ભમરાને ઉડાડીને પુષ્પવાસે સુહાતો ગંભિર ગમને જજે, એ પ્રદેશમા લાડથી ભૂમિ ઉપર આળોટતાં મૃગ=હરિણનાં શિશુઓ વૃક્ષની છાયા તળે રમતાં હશે અને અગણિત હાથીના

ધાડા ઉંચા સ્તન ઉપરના પુષ્પના હારમાંથી,
લેજે મીઠી પરિમળ ગ્રહી પત્રની કર્ણમાંથી;
શીળી છાયે જળભરી મુક્યા કુંભ ઓછાડી પત્ર,
જોડે ઝૂલે જનપદ વધૂ ન્યાળજે એ ચરિત્ર. ૫૮
પ્રાત:સ્નાને ક્ષુભિત યુવતી સ્નાનથી જે થયું છે,
ધાવાયાથી હૃદયપરના લેપ રંગાયલું છે;
કર્માયેલાં કુસુમ તરતાં વેણીનાં જ્યાં વહે છે,
વાસે વૃન્દો જળની ઉપરે ભૃંગનાં જ્યાં ભમે છે; ૫૯

---

વૃન્દ તે પ્રદેશમાં ફરતાં દૃષ્ટિગમ્ય થશે. વિંધ્યાચળમાં હસ્તીઓ—દોહદ હાથી થતા.

( ૫૮ ) સપાટ પ્રદેશમા પૃથક્ જનની સ્ત્રીયોનુ આ વર્ણન છે ધાડા ઊંચા સ્તન ઉપરના પુષ્પના હારમાંથી વાસ ગ્રહણ કરતો અને કર્ણમાં પહેરેલાં પત્રની=પાંગ સ્ત્રીયો શિરિષ તથા ચંદનનાં પલ્લવ કાનમાં પેહેરેછે પરન્તુ જનપદ વધુઓ તો ડમરાની પત્ર યુક્ત મંજરીઓ કાનમાં પેહેરેછે તેની પરિમલ ગ્રહણ કરતો પાણીના ઘડા ઝાડના પાંદડા ઓછાડી મૂકેલાં હોય છે અને પોતે ડાળના હિંચકે હિંચેછે એવા વિહાર જોજે. પાણી શીતળ કરવાને માટે ઘડા ઉપર પાંદડાં રાખવામાં આવેછે જન પદ વધુઓના અચાજ વિલાસ વર્ણવવામાં આવેછે. જુઓ " જન પદ વધુઓ ઝુલે હિંદોળે તરુવર ડાળ તણે દિવાર્ધકાળે " ઋતુ વર્ણન

( ૫૯ ) પ્રભાતમાં નદીનું વર્ણન છે લાટ દેશની દક્ષિણના લોકની સ્ત્રીઓમાં પ્રભાતમાં નદીએ સ્નાન કરવાનો સંપ્રદાય છે. સ્તન ઉપર લગાડેલાં ચંદન ઇત્યાદિના લેપના ધોવાયાથી રંગાયલું અને નાંચાથી ડોળાયલું અને કરમાઇ ગયેલાં વેણીના ફૂલ જેમાં તરેછે, અંગ લેપની અને ફૂલની વાસથી જેના પાણી ઉપર ભ્રમરોના વૃન્દ ફરે છે.

સંધ્યાચારી દ્વિજવરવડે જે શુચી છે થયેલું,
લોકે જેને દધિ મધુ સુધા અક્ષને છે પુજેલું;
એવા વારિતણિ તું સરિતા તાપીને સદ્ય પેખી,
જાણી લેજે નવ રસમયી ગુર્જરોની સુભૂમિ. ૬૦
ખાવે પીવે સુખી, સુખતણા જાણ, ભોગી વિભોગે,
શોખી જ્ઞાતા ગુણરસ કલા કાવ્ય ઇત્યાદિકે એ,
શાણા ધીરા વણજ કરવે, સાખવાળા સુભાગી,
જોજે લોકો અનિલ! અહિંથી આવના ગૂજરાતી. ૬૧
નાનારંગી તનુ વસનને પે'રનારી ઘરેણાં,
શોભે એવાં શરીર ઉપરે બોલનારી સુવેણાં;
આચારે એ શુચિ સુઘડ ને ઘાટિલી ગૌર વર્ણે,
જોજે વીરા! ખચિત સુરતી સુંદરી ગુર્જરીને. ૬૨

---

( ૬૦ ) આ અને ૫૯ મા છંદનું યુગ્મછે. સંધ્યા કરતા દ્વિજવર બ્રાહ્મણોએ આપેલી અર્ઘની અંજલિથી શુચી=પવિત્ર થયેલું, જેની લોકોએ દધિ=દહી, મધુ=મધ, સુધા=અમૃત અને અક્ષત વગેરેથી પૂજા કરેલી છે એવું નદીઓનાં પાણીને આ પ્રમાણે વધાવવાનો સપ્રદાય પ્રાચીન છે. હાલ માત્ર પૂર આવે છે ત્યારેજ આ પ્રમાણે વધાવવામા આવે છે

( ૬૧–૬૨ ) જેમણે રજનીના વિશેષ ભાગ વિનોદમાં ગાળેલો છે, જે કામ વ્યાપાર કાળે પ્રિયતમવડે ગાઢ આલિંગન પામીછે જે તૃપ્ત ગાત્રોવાળી, ચિત્તમાં ઉત્પન્ન થતા મોદવાળી તથા ગાલ ઉપર આવેલા કેશને બંધન કરતી, સુરતકાળે મૃદિત થયેલી અંગનાઓ આવની હશે તે પથિકના મનને હરણ કરે એવી મનોજ્ઞ હશે. નવી અવસ્થાની ક્રીડામાં મૃદિત થયેલી સ્ત્રીઓ અતિ મોહ ઉત્પન્ન કરેછે.

લાખે રંગ્યા ચરણુ દિપના રક્ત અંભોજ જેવા,
હંસો કેરા કલરવ સમા નાદ નુપૂર કેરા;
એવી એવી ભવન તલમાં પૌર નારી વિલાસી,
સ્વામી સંગે સુખ અનુભવે કામનાં દાડી દાડી. ૬૩
આછાં આછાં ભૂષણુ અબલા સર્વ અંગે ધરે છે,
હર્ષોત્સંગે પુનમ શશિનાં પૂજનો આદરે છે;
તંત્રી વાગે નુપુર ફિરતી કામની ઉચ્ચરે છે,
બાળા બાગે રમણુ કર લૈ કંઠમાં જ્યાં ફરે છે ૬૪
જ્યોત્સ્નારૂપી ધવલ શશિની સાટિકા પૃથ્વિ ધારે,
સ્વચ્છાંબુના ધવલ સરમા બાળ કૌમુદ ખીલે;
પ્રેમી જોડાં શિશુ લઈ ફરે વાટિકામાં વિલાસે,
સંધ્યા શોભા સમય વિતશે આવી જોતાં જવાશે. ૬૫
વિન્ધ્યાદ્રિના શિખરપરનાં કલ્પવૃક્ષો ઝુલાવી,
મંદારાદિ કુસુમ ખરવી નર્મદાને વધાવી;
અદ્રિવાસી વિહર જનને માર્ગ તારો પુછીને,
પાછો ત્યાંથી ગમન કરજે ઉત્તરે વર્તવાને. ૬૬
વે'તાં છુટ્યા સલિલ ઉપરે છાયલી જાડી લીલે,
હંસો નાચી કલરવ કરે મંજુ ગુંજાર પ્રેમે;

---

( ૬૪ ) વસંતકાળ હોવાથી સ્ત્રિઓ અંગે આછાં વસ્ત્ર ધારણ કરે છે તથા રમણીય ઉદ્યાનોમાં શશીપૂજન કરે છે, અને વિશેષે કરીને વસંતકાળ હોવાથી કામનાં પૂજન ઇત્યાદિ કરે છે. વસંતમાં કામ પૂજનાદિ કરવામાં આવે છે એ સર્વ વિદિત છે.

( ૬૭ ) પ્રભાતમાં નર્મદાના તીર પર કમલ સાથે ક્રીડા કરતા હંસોના મધુર સ્વર તથા પદ્મની સુગન્ધિ વગેરે

તે વેળાનો સુરભિ મધુરો ને ધ્વનિ લેઇ જાતો,
વાલો વાલા સમ થઇશ તું પ્રાતરે મંદ વાતો. ૬૭
ઉડાડીને જળ કણવડે ત્યાં તરંગો તું વાતો,
ઘાટે ઉગ્યાં કકુભક તણાં વૃક્ષને પાણી પાતો;
નાયા કેડે તટપર ઉભી સુન્દરીઓ ઉમંગે,
તારા સામુ મુખ કરી તને, ઝીલી લેશે ઉછંગે. ૬૮
માતંગોના મદ જળવડે ઉછરેલાં દ્રુમોનાં,
પુષ્પો રેવા તટ પટ પરે કામશય્યા રચન્તાં;
સીંચે વારી મધુમય ઝુલી ડાળી વાનીર કેરી,
એવી લીલા જનપદજનો માણતાં વિન્ધ્યવાસી. ૬૯

---

લઈને મંદ મંદ વાતો તું ક્રીડાથી ખિન્ન થયેલી સ્ત્રીઓને તેમના પ્રિયતમ જેટલો પ્રિય થઈશ અર્થાત્ તેમને તારો સ્પર્શ તેમના પતિના સ્પર્શ જેવો પ્રિય લાગશે.

( ૬૯ ) માતંગોના=હસ્તિઓના મદન રૂપી જળ વડેજ ઉછરેલાં દ્રુમોનાં પુષ્પો, રેવા=નર્મદાના તટપટ-શિલા ઉપર કામ શય્યા=મદન પીઠ રચતાં=રચે છે. પાણીમાં પડેલાં પુષ્પો તટ ઉપરની શિલાઓ ઉપર એકઠાં થાય એ સ્વભાવિક છે, હસ્તિઓના મદજળ વડે ઉછરેલાં મદે કરીને વૃક્ષ ઉછરે નહિ પરંતુ એવી યુક્તિ કરવાનો પ્રાચીન સંપ્રદાય છે, મળી તટમાં ઉગેલાં વાનીરની ડાળીઓ મંદ મંદ પવને કરી જ્યાં કામપીઠ ઉપર મધુમયવારી સીંચે છે એવી અનુપમ લીલા વિંધ્ય વાસી જનપદ=પૃથક્ જન પણ અનુભવે છે.

ખાવા આપે કિસલય ફુળાં મિષ્ટ તાજાં ગૃહીને,
તોડી શાખા તરુની કરતો છલ છાયા પ્રિયાને;
ઢોળે વાયુ કમળ દલ લૈ સુંઢમાં મંદ મંદ,
એવી રીતે મન મનવતા પ્યારીનુ વિન્ધ્યનાગ. ૭૦
પાંડુ પુત્રે દ્વિજ ગણી મણિ ઉત્તમાંગેથી લૈને,
છૂટા મૂક્યા મધુસુદનના વેણુથી વેર લૈને;
અશ્વત્થામા હજી પણ તહિં વિન્ધ્ય કેરા પ્રદેશે,
રે'છે સર્વે સમય ફરતા પૂજતા દેવ દેરે. ૭૧

---

( ૭૦ ) આ શ્લોકમાં હસ્તીઓની લીલાનું વર્ણન છે. હાથીઓ પોતાની પ્રિયાને તાજાં ફુળાં અને મિષ્ટ કિસલયો અંકુરો કુંપળીયાં ખાવાને આપીને, તાપની વેળાએ હસ્તિનીને માથે તરૂની શાખા તોડીને છત્ર છાયા કરતા. અને કમલપત્ર શુંઢમાં લઈ તેણે વતે મંદ મંદ પવન ઢોળતા (વિંધ્યનાગ વિંધ્યાદ્રિની હસ્તિઓ) પ્યારીનું મન વનવતા તું વિલોકજે (તારે મન પણ તેથી વિનોદ થશે) વિંધ્યાદ્રિમાં હસ્તિઓ થાય છે. **गजायुर्वेद** માં કહ્યું છે કે **॥ हिमवद्विन्ध्यमलयागजानां प्रभवा नगाः ॥** હસ્તિ વિહાર લીલા વર્ણવતાં આવીજ રીતે વર્ણન કરવામાં આવે છે. "ખાતાં ખાકિ નવીન શલ્લકિતણાં પત્રો પ્રિયાને ધરે" **માલતી માધવ.**

( ૭૧ ) આ શ્લોકમાં પૌરાણિક તથા દંત કથાનો ભાસ થાય છે, મધુસૂદન=કૃષ્ણના વેણુથી તથા દ્વિજ ગણીને પાંડુ પુત્રે=અર્જુને વેર લઇને માત્ર ઉત્તમાંગેથી=માથેથી મણિજ લઇને છુટા મૂક્યા હતા તે અશ્વત્થામા દ્રોણ પુત્ર હજી પણ વિંધ્યગિરિના પ્રદેશોમાં સઘળા દેવોની પૂજા કરતા સર્વદા ભ્રમણા કરતા ફરે છે એવી દંત કથા છે. પાંચ

છુટા કેશે શ્લથિત વસને સ્વામિ પાદાબ્જ સેવે;
ક્રીડા ખિન્ન પ્રમદ યુવતી જેમ પર્યંક પાદે;
એવી રીતે અપરિચિત આ, દૂર્ગ શૈલ પ્રવાસે,
વિન્ધ્યાદ્રીના પદપરિસરે શીર્ણ સોમોદ્‌ભવા છે. ૭૨

ટોકે જેની નવ દલ અને મો'રવાળા રસાળે,
કોકીલાઓ મધુ ગુણ તણાં ગીત ગાતી સુણાયે;
છાયો સારો કુસુમિત રુડાં પાદપે નેત્રહારી,
વિન્ધ્યાદ્રીને નયન ભરીને નિર્ખજે ન્યાળી ન્યાળી. ૭૩

---

પાંડવોથી ઉત્પન્ન થયેલા પાંચ પુત્રોના અશ્વત્થામા ગત્રીને સમયે માથાં કાપી ગયા હતા તેથી અર્જુને વેર લેવાને માટે તેમને શોધી કાઢીને મારવાનો વિચાર કર્યો, પરન્તુ કૃષ્ણના કહેવાથી અશ્વત્થામાના માથામા મણિ હતો તે કાઢી લઇને તેમને છોડી મુક્યા. દ્રોપદીએ એવું પણ લીધુ કે જેણે મારા પુત્ર માર્યા હોય તેના રૂધિરથી નહાતુ, તે મણી કાઢવાથી નિકળેલા રૂધિરે પાર પાડ્યું.

( ૭૨ ) છુટા કેશે=કેશકલાપે તથા વસને શ્લથિત= ભિન્ન. ક્રીડાખિન્ન=રતિ કલાન્ત. પ્રમદ યુવતી જેમ પર્યંક= મંચપાદે=પાંગથે સ્વામિના પાદાબ્જ=પાદ=પગ અબ્જ કમળ. સેવે તેમ=એવી રીતે આ અપરિચિત દૂર્ગ—અલંઘ- નીય દુર્ઘટ શૈલ પ્રવાસે કરીને ( કલાન્ત ) સોમોદ્‌ભવા=નર્મદા વિંધ્યાદ્રિના પદપરિસરે=તલેટીના પ્રદેશે પથરાઇ રહેલી છે. " સોમોદ્‌ભવા=રેવા, નર્મદા મેખલકન્યકા ' વગેરે ભૃગુપુર પાસે આવેલી નર્મદા નદીનાં નામ છે.

( ૭૩ ) જેની (વિંધ્યાની) ટોકે નવ દલ=નવીન પલ્લવ અને મો'રવાળા રસાળે આંબાઓ ઉપર મધુ=વસંતના ગુણ તણાં ગીત ગાતી કોકિલાઓના સ્વર સંભળાય છે.

**વારે વારે રવિ ઉદયની વાટ જોતાં અથાગ,**
**નદ્યોત્સંગે રજનિ વિરહી આતુરાં ચક્રવાક;**
**છૂટા થાતા ભ્રમર ઉદયે પદ્મગર્ભે પડેલા,**
**બંધાતા કે યુવતિ અલકો બંધ છૂટા થયેલા. ૭૪**

**જોતાં તારાં નયન ઠરશે દેશ એ રમ્ય સારો,**
**જાતાં ત્યાંથી અવિરલ સખે! આમ્રનાં વૃક્ષ વાળો;**
**ક્ષેત્રે ક્ષેત્રે સ્થિતિ કરિ રહી લીલી લક્ષ્મી નિહાળી;**
**લાટ શ્રીનો સહજ મનમાં ખ્યાલ લેજે ઉતારી.. ૭૫**

---

એવા તથા કુસુમિત=પુષ્પિત પાદપે=વૃક્ષે સારો=સઘળો છવાઈ ગયેલા નેત્રહારિ વિંધ્યાદ્રિને નયન ભરીને ન્યાળી ન્યાળીને જોજે. અતિ સૌંદર્ય હોય ત્યારેજ નયન ભરીને એમ કહેવામાં આવે છે. વિંધ્યાદ્રિ ઘણોજ નેત્રહારી—નેત્રને આનંદ ઉપજાવે એવો છે.

( ૭૪ ) આ શ્લોકમાં પ્રભાત વર્ણન છે. નદ્યોત્સંગે= નદીના તટ ઉપર આખી રાતનાં વિયોગી ચક્રવાકનાં જોડાં રવિ ઉદયથી વાટ જોતાં ઘણુંજ આતુર થઈ રહેલાં, વળી પ્રભાતમાં રવિ ઉદયે કરીને ખિલતાં કમળમાંથી રાતે કમળ કોશમાં રહી ગયેલા ભ્રમરો બંધન મુક્ત થાય છે. અને પ્રમદાઓ અલકબંધ શ્લથિત થઇ ગયેલા પુનરપિ બંધન પામે છે. આ પ્રમાણે વિંધ્યગિરિ અને તેના સંમંતતઃપ્રદેશનું વર્ણન કર્યા પછી વળી આગળ ચાલવાને અભ્યર્થના કરે છે.

( ૭૫ ) ત્યાંથી ગમન કરતાં તારાં ( અનિલનાં ) અવિરલ=આછાં નહિ તે=ઘાડાં આમ્રવૃક્ષોવાળા એ સારો સઘળો રમ્ય દેશ જોતાં નયન ઠરશે. અને ક્ષેત્રેક્ષેત્રે=દરેક ખેતરમાં, ધાન્યના રૂપમાં લક્ષ્મી ખેતરમાં વાસ કરે છે.

**ઉચ્ચાં ઉચ્ચાં સ્ફટિક ગૃહના હેમકુમ્ભે રૂપાળી,**
**વાએ લોલ ધ્વજ પટ વડે દૃષ્ટિને ચોરનારી;**
**ભાસે છાયાપથ સમ અતિ શુભ્ર જે રાત્રિ કાલે,**
**જોજે એવી ભૃગુપુરિ સખે! નર્મદાને કિનારે. ૭૯**

---

લીલોતરી લક્ષ્મી=ધાન્ય શ્રી જ્યાં સ્થિતિ કરી રહી છે એવા ખેતરોને જોઇને લાટશ્રીનો=લાટદેશની સમૃદ્ધિનો ખ્યાલ કરી લેજે. તાત્પર્ય કે=લાટ દેશમાં ઘણીજ સમૃદ્ધિ છે. જે દેશમાં પાક સારો હોય ત્યાં સમૃદ્ધિ હોય એ તો વાસ્તવિકજ છે. નર્મદાના કિનારા ઉપરનો દેશ લાટ કહેવાય છે. કેટલેક ઠેકાણે આખા ગુજરાતને પણ લાટ કહેલો છે. લાટ ઉપરથીજ "લાડ" શબ્દ થયેલો છે એવું પંડિત ભગવાનલાલનું મત છે. અને તેને સિદ્ધ કરવામાં તેઓ કહેતા કે લાટ દેશના વાસી માટેજ "લાડ" આ જાતના વણિકની વસ્તી અદ્યાપિ પણ ભરૂચ વગેરે ભાગમાં ઘણી છે.

( ૭૯ ) ઉચ્ચાં ઉચ્ચાં સ્ફટિક ગૃહના=ધવલ પાષાણના ગૃહના શિખર ઉપરના હેમ=સુવર્ણના કુમ્ભે=કલશે કરીને રૂપાળી, અને નિરંતર વા'ના વાયે=પવને કરીને લોલ= ચલિત ધ્વજ પટવડે ચિત્તને ચોરે એવી તથા રાત્રીકાળે ગર્ત્તાને વખતે નર્મદાના પાણીમાં આખી નગરીનો આલોક પ્રતિબિમ્બિત થવાથી છાયાપથ વ્યોમગંગાના જેવા દેખાવ-વાળી નર્મદાને કિનારે આવેલી ભૃગુપુરીને જોજે. પાણીમાં નગરનો દેખાવ પડવાથી આખું નગર વ્યોમગંગાની પેઠે નદીમાં પ્રતિબિમ્બિત થાય છે તેથી કરીને છાયા પ્રતિબિમ્બ દેખાય છે. "છાયાપંથ જેવી" એ વિશેષણ ભૃગુપુર પાધડી પને હોવાથી નદીને તેમ નગરીને બંનેને માટે યોગ્ય છે.

આદિત્યાસ્તે ચતુર ચકવી છેક જો શોકમાં રે,
બીજી પાસે શશિઉદયથી ચાતકી હર્ષમાં રે;
એવી રીતે અનિમિત લીલા ઇશની વિશ્વમાં છે,
ક્રતા ક્રતી સુખ દુઃખ સખે! તેમ સૌ વસ્તુને છે. ૭૭
ગાત્રે ગાત્રે કૃશ વિરહથી એક વેણી થઇ છે,
આરોહેથી સલિલવસન સ્રસ્ત જેનુ થયું છે;
પોતે શોકાતુર પણ સદા દે બીજાને પ્રમોદ,
એવી જોતાં મહિ તટિનિને પામનો ના વિકાર. ૭૮
જ્યાં પુષ્પોથી નમી નમી જતી કુંજમા કુબ્જ કેરી,
નિદ્રા લેતા પ્રમદ શિખિને કોકિલાઓ પ્રબોધી;
કેકાયુક્ત સ્વરયુત તને સઘ સન્માન દેશે,
ધીરા ધીરે ગમન કરજે રમ્ય ચારુ પ્રદેશે. ૭૯

---

( ૭૭ ) આદિત્ય અસ્તે=સુરજ આથમતાં. ચકવી=ચકલી અથવા ચક્રવાક શોક પામે છે કારણ કે તે પક્ષી રાત્રીને સમયે વિયોગી થાય છે. અને ચંદ્ર ઉદય થાય ત્યારે ચાતક પક્ષી આનંદ પામે છે એવી રીતે આ સંસારમા પણ ક્રતા ક્રતી સુખ દુઃખ આવે જાય, એ તો ઇશ્વરનીજ અનિયમિત લીલા છે.

( ૭૮ ) મેઘના વિરહથી=ગાત્રે કૃશ, અને એક વેણી થયેલી=એકજ પ્રવાહે વહેતી આરોહથી જેનું સલિલરૂપી વસન સ્રસ્ત ખસી ગયેલું છે એવી અને પોતે તો વિયોગી હોવાથી શોકાતુર પણ બીજાને આનંદ ઉપજાવે એવી મહી નદીને જોતાં તું વિકાર પામતો નહિ, મહીને વિરહિણી સાથે સરખાવી છે. બધાં વિશેષણ બેઉને સમાન છે.

( ૭૯ ) જ્યાં પુષ્પોથી નમી જતી કુબ્જ કુંજમાં નિદ્રા લેતા શિખી=મયૂરોને કોકિલાઓ પ્રબોધિ=જગાડી;

શોભાવાળા શચિપતિતણા નન્દનોદ્યાન જેવાં,
સાન્દ્ર છાયા તરુવર ભર્યાં રમ્ય આરણ્યકોમાં:
લજ્જા પામી વિપુલ કુચને ઢાંકતી બાહુ દંડે,
જોશે તું ત્યાં શબર યુવતી ખેલતી જંબુ કુંજે. ૮૦
નાનાં મોટાં સરસિ, સરિતા નિર્ઝરોના પ્રવાહે,
સ્નિગ્ધ શ્યામામ્બુદ સમુહ શાં ઝાડ કેરા સમૂહે;
તે તે સ્થાનો હરિણથી ભર્યાં શાદ્વલોના વિભાગે,
વર્ષાશ્રીથી અધિક તુજને નેત્રહારી જણાશે. ૮૧
સ્વાદુ, પુણ્ય, અખુટ જળથી જહ્નુ કન્યા સમાન,
ક્રીડાર્થે શ્રીનગર સરને શ્રી સદા આપનાર;

---

તેના કોકાસ્વરયુત=સાથે તને સન્માન આપશે માટે એવા રમ્ય પ્રદેશે હે વીર ! તું ધીરેથી ગમન કરજે. તારી ગતિને મન્દ પાડજે. કારણ કે શ્રીનગર સમીપ આવે છે.

( ૮૦ ) શચિપતિ=ઇન્દ્રના નંદન ઉદ્યાન=વાટિકા જેવા. સાન્દ્ર=ગાઢા છાયાવાળાં અરણ્યકે=વનમાં લજ્જા પામી પોતાના પીનોત્તુંગ સ્તન ઢાંકતી જંબુ નામના વૃક્ષોની કુંજોમાં ખેલતી શબર લોકની જુવાન યુવતીઓને તું વિલોકજે.

( ૮૧ ) સરસિ=તળાવ=સરિતા અને નિર્ઝરો=ઝરણાંથ સ્નિગ્ધ શ્યામાંબુદ= શામ મેઘ જેવાં શામળી વૃક્ષોના સમૂહ તે તે સ્થાનકો=દરેક સ્થળો હરિણોથી શાદ્વલ=રમ્ય લીલા પૃથ્વીના ભાગથી તે પ્રદેશ વર્ષાઋતુની શ્રી જેવો નેત્રહારી= મનહર તને આશ્ચર્ય ઉત્પન્ન કરશે. આ પ્રદેશ સર્વદા જળથી સિંચાતા રહે છે અને રસાળ છે તેથી તે સર્વદા વર્ષાઋતુના જેવા લાગે છે.

( ૮૨ ) જહ્નુકન્યા=ગંગાના જેવા મિષ્ટ પુનિત અને નિર્મળ જળથી શ્રીનગરના સરને=શ્રીનગરની પાસે આવેલ

એવી પુણ્ય શ્રેણિ કણુતણો મંથર સ્પર્શ પામી,
તારો પંથ શ્રમ તું હરજે શીળી કુંજે વિરામી. ૮૨
તે સ્થાનેથી સહચર જતાં સૌમ્ય દૃષ્ટવ્ય રમ્ય,
આલોક શ્રીનગર ગૃહના કેતુકેરો વિલોક;
ચંદ્રાદિત્ય ગ્રહ ગણ તણી ચામરગ્રાહિણી શી,
ઉંચી ઉંચી સપટ ઝુલતી ચંદ્રશાળા રૂપાળી. ૮૩
આવે રાત્રે પુજન કરવા સુરરામા રસીલી,
પ્રાતઃકાળે પુરયુવતિઓ પૂજતી હર્ષઘેલી;
વાંછા પુરી મનતણી અને મોક્ષ આપે સદાય,
વંદી એવાં શિવ ચરણને પેસજે પૂર માંય. ૮૪
શુભ્ર સ્વચ્છ સ્ફટિકમય એ દૂર્ગની હાર બા'ર,
આલેખેલી કમળ વનમાં રાજહંસોની હાર;

---

મોટા કડા સરોવરની જગશ્રીને સર્વદા અક્ષત રાખના-વા શ્રી શોભા આપનાર પુનિતશ્રેણી નામની નદીની જલકણિકાનો સ્પર્શ પામીને હે બંધુ! અથવા બંધુકુન્જ=બંધુકુંજે વિરામીને તારો પથશ્રમ ઉતારજે.

( ૮૩ ) તે સ્થાનેથી જતાં શ્રીનગરનાં ગૃહ કેતુનો આલોક કે જે રમ્ય અને જોવા લાયક છે તે તું જોજે વળી ચંદ્ર આદિત્ય વગેરે ગ્રહગણની ચામરગ્રાહિણી જેવી સપટ=ધ્વજાઓવાળી ઝુલતી ઉંચી ઉંચી ચંદ્રશાળાઓને પણ વિલોકજે.

( ૮૪ ) રાત્રે સુરરામા—અપ્સરાઓ અને પ્રાતઃકાળે પ્રભાતે જ્યાં પુરયુવતિઓ શ્રીનગરની સ્ત્રીઓ પૂજન કરવા આવે છે અને જે વાંછા=મનની આશાઓ પુરી મોક્ષને આપે છે એવા શિવનાં ( અમુક શિવ હશે તેનાં ) ચરણારવિંદને અભિવંદન કરી તું નગર પ્રવેશ કરજે.

( ૮૫ ) શુભ્ર એટલે ધોળા તથા સ્વચ્છ સ્ફટિક

દેખી પ્રેમે નિકટ વિચરે પામી ચિત્તે વિકાર,
જોજે એવી ભ્રમિત બનતી હંસિઓના વિહાર. ૮૫
ક્રીડાવાપી ઉપવન વને સાન્દ્ર રમ્યોપકંઠે,
પત્રે પુષ્પે નમીનમી જતાં શાખીઓની નિકુંજે;
સાયંકાળે જલધર સમા દુંદભિના ધ્વનિથી,
આરંભે છે ભ્રમિત થઇને નર્તનો ત્યાં કલાપી. ૮૬

---

મણિના બનાવેલા તે નગરીના દુર્ગ=કિલ્લાની બારની બાજુએ વિવિધ પ્રકારનાં ચિત્રો કાઢેલાં છે તેમાં કમળ વનોમાં રાજહંસોની પંક્તિઓ ચીતરેલી છે, તે પંક્તિઓમાં કાઢેલા હંસોનાં ચિત્ર એવા તાદૃશ છે કે પાસેની નગર પરિખાના કમળોનાં વનોમા રમતી રાજહંસીઓ આ ચીતરેલા હંસોને ખરા હંસ માની કામવિકાર પામી તેમની પાસે ઉડી ઉડીને જાય છે અર્થાત્ ભ્રાન્તિ પામી તેમની સાથે ક્રીડા કરવાની ઇચ્છા રાખે છે. આ ઉપરથી તે ચિત્રોની તાદૃશ આકૃતિએ કાઢવામા વાપરેલુ ચાતુર્ય દર્શાવ્યું છે.

( ૮૬ ) ક્રીડાવાપીઓથી ઉપવનોથી તથા વનોથી સાન્દ્ર એટલે ગાઢી છાયાવાળા એ નગરીના રમ્ય ઉપકંઠમા એટલે સમીપના પ્રદેશમાં, વસંતઋતુ હોવાથી ખીલેલા પુષ્પોએ તથા તાજા પત્રોના ભારથી નમી જતાં શાખીઓ એટલે વૃક્ષોની કુંજોમાં બેઠેલા મયૂરો નગરીમાં સાંજ સમયે દેવાલયોમા તથા રાજદ્વારમાં વાગતાં દુંદભિના મેઘ ગર્જના જેવા શબ્દ સાંભળી નૃત્ય કરવા માંડે છે, અર્થાત સાંજે એટલાં બધાં દુંદભિના ગંભીર શબ્દો ત્યાં સંભળાય છે કે મયૂરો તેમને મેઘની ગર્જના ધારી નૃત્ય કરવા માંડે છે. આથી કરીને નગરના સમીપ પ્રદેશનું સંધ્યા સમયનું અતિશય રમણીયત્વ દર્શાવ્યુ છે.

વારે વારે પવન વહને ડોલતાં પદ્મવૃન્દ,
બોલે હંસો ભ્રમર કરતા મંજુ શબ્દો વિહંગ;
વાયુ વાતાં, નગરપરિખા વારિકેરા તરંગ,
વાગે જાણે મુખર રવથી મંગલાર્થે મૃદંગ. ૮૭
ક્રીડાસક્ત પ્રિયતમ કરે તૂટતાં હાર યષ્ટિ,
વેરાયેલાં શયનપટમાં પંક્તિઓ મૌક્તિકોની;
ચારે પાસે ભ્રમણ કરતાં વૃન્દ પુષ્પંધયોનાં,
દર્શાવે છે નગર વનમાં ક્રીડનો કામીઓનાં. ૮૮

---

( ૮૭ ) એ નગરની આજુબાજુ સ્વચ્છવારીથી ભરેલી પરિખા છે તેમાં ઉગેલાં કમળો વાયુ વાવાથી આમ તેમ નૃત્ય કરતાં હોય તેમ સદા હાલતાં જણાય છે. ત્યાં જળ સમીપ બેઠેલાં વિહગ એટલે પક્ષીઓ મંજુ—મીઠા શબ્દ કરે છે. કમળની આસપાસ ભમરાઓ તથા હંસોના સ્વર થાય છે તથા વાયુ વાવાથી નગરપરિખાના જળના તરંગ સ્ફટિકના દુર્ગમાં અથડાવાથી જાણે મંગળ મૃદંગના શબ્દ થતા હોય તેવા લાગે છે. અર્થાત્ જળતરંગના મૃદંગ જેવા અવાજથી તથા તંત્રીના જેવા હંસભ્રમરના શબ્દથી તથા નૃત્યથી જાણે આખો દિવસ ત્યાં નૃત્ય ગાયન મચી રહેલ હોય એમ જણાય છે.

( ૮૮ ક્રીડામાં લીન થયેલા પ્રિયતમ એટલે પોતાના પ્રિયના હાથમાં ભરાવાથી તૂટી ગયેલા મોતીના હારની સેરોમાંથી શયનમાં ગરી પડેલાં મોતીઓની પંક્તિઓ તથા તેમનાં ( સ્ત્રી પુરૂષોનાં ) અંગ ઉપર ચોળેલાં સુગન્ધી દ્રવ્યોના ગંધથી લોભાઇને ફરતાં ભમરાઓનાં ટોળાં એવું સૂચવે છે કે એ નગરના વનમાં કામી સ્ત્રીપુરુષો સદા ક્રીડા કરવા આવે છે. અર્થાત્ નગરના વનમાં પુષ્પનાં શયનમાં

વારિક્રીડા કરી રહી પછી ચીવરો ધારી અંગે,
તાજાં ખીલ્યાં ગ્રથિત કરતી પુષ્પને વેણી ગુચ્છે;
ચુંટી લીલા મૃદુ કમળના દંડને હસ્ત ધારી,
જોશે તું ત્યાં વિલસતી સખે! કુંજમાં પૌરનારી. ૮૯
વારે વારે ત્વરિતગમને સ્રસ્ત થૈ કેશમાંથી,
જેના પીનસ્તનયુગપરે વાગતી પુષ્પવેણી;
તેને ગંધાક્ષત વિચરતી શંભુને પૂજવાને,
લીલાપાંગી પુરજનવધૂ એવી જોજે પ્રભાતે. ૯૦

---

વેરાયેલા મોતીઓથી તથા ત્યાં આગળ પ્રસરતી સુગન્ધિથી લોભાઈ ભમતાં ભમરાનાં ટોળાં દેખી તને એવું અનુમાન થશે કે અહિંયાં કામી પુરુષોએ ક્રીડા કરી છે. શયનમાં વેરાયેલા મોતીઓ એમને એમ પડયાં રહેવા દીધેલાં તથા વિવિધ પ્રકારનાં તૈલાદિની સુગંધી ત્યાં પ્રસરતી આથી તે પુરના લોકોનો વૈભવ સૂચવ્યો છે.

( ૮૯ ) વળી એ નગરના ઉપવનમાં કોઈ કોઈ સ્થળે વારી ક્રીડાથી પરવારીને રેશમી વસ્ત્રો અંગ ઉપર ધરતી તથા તાજાં પુષ્પોને પોતાના કેશમાં ગુંથતી તથા કમળના ડાંડા હાથમાં વિલાસને માટે રાખતી, આવા ભિન્ન ભિન્ન વ્યાપારમાં પડેલી, તે નગરની સ્ત્રીઓને તું વિવિધ પ્રકારના વિલાસ કરતી જોઈશ.

( ૯૦ ) વળી પ્રભાતમાં શંકરનું પૂજન કરવા જતી સ્ત્રીઓ તારી દૃષ્ટિએ પડશે. આ સ્ત્રીઓના ઉતાવળા ( અર્થાત્ દિવસ ચઢી જવાના ભયથી ત્વરાવાળા ) ગમને તેમના અંબોડામાં બાંધેલી પુષ્પની વેણીઓ છુટી જાય છે અને વારંવાર તેમના જાડા સ્તન ઉપર આમ તેમ અથડાય છે, તે પણ તે સજ કરતી નથી. આમ લખવાથી સ્ત્રીઓના

મુક્તારત્ન સ્ફટિકથી જડયાં શૃંગવાળા રૂપાળા,
ભેદી નાંખે ગગનતલને દંડ જેની ધ્વજાના;
ઝૂલે એવા નૃપતિભવને હસ્તિઓ મેદવાળા,
ભાસે જાણે ભ્રમણ કરતી મેરુની મેઘમાળા. ૯૧
મુગ્ધાઓના લલિત ગતિથી સાસરે સંચરતી,
પાદન્યાસો સ્થળકમળ શા રાગના રંગ પામી,
શોભે સ્વચ્છ સ્ફટિકમણિના માર્ગ વિસ્તારવાન;
પદ્મોકેરાં વનથકી ભરી સ્વર્ગગંગા સમાન. ૯૨

---

ચિત્તની પૂજામાં એકાગ્રતા દર્શાવી, કારણ કે જો તેમનું ચિત્ત ભક્તિમાં તલ્લીન ન હોય તો પોતે તેવા વિગલિત વેશે જાયજ નહિ.

( ૯૧ ) આ પ્રમાણે સઘળું નગર બહારનું જોવા લાયક જે હોય તે વિલોકી નગરમાં પેઠા પછી હે અનિલ ! તું મોતી રત્ન સ્ફટિકથી જડેલાં લાખ શિખરોવાળા તથા આકાશને અડતી ધજાઓવાળા નૃપતિના ભવન આગળ મોટા મોટા હસ્તીઓની હારો ઝુલતી દેખીશ—આ ઉપર વર્ણવેલા, રાજાના મહેલની આગળ ઝુલતી હાથીઓની પંક્તિઓ કેવા દેખાય છે, કે જાણે સુવર્ણના મેરૂ પર્વતની આસપાસ જેમ ચોમાસામાં મેઘની, વાયુથી આમ તેમ ભમતી હારો ન હોય ?

( ૯૨ ) હવે નગરીનું રાત્રીનું વર્ણન કરે છે. રાતે નલિત લલિત ચાલે ચાલતી સાસરે જનારી સ્ત્રીઓના અળતાવાળાં પગનાં અનિયમિત પગલાં સ્ફટિકમણિના મોટા પાળા રસ્તાઓ, રાતાં કમળવનથી ભરેલી જેમ આકાશગંગા શોભે તેમ શોભીતા તથા રમણીય લાગે છે.

હર્મ્યાગ્રે જે કનક કળશો હસ્ત ધારી પ્રદોશે,
સૌભાગ્યાર્થે પુરજનવધૂ ચંદ્ર પૂજે જિહારે;
ત્યારે પામે નગર સઘળું કોટિચંદ્રપ્રકાશ,
રામાઓના વદનશશિનો પામતાં શુભ્ર ભાસ. ૯૩
સ્નાને ભીનાં વસન સઘળા અંગને ચોટી જાઇ,
આછાં આછાં ભુષણથી વપુ રમ્ય જેનાં જણાય;
લીલાપાંગી પુરયુવતિઓ એવી વાપિતટોમાં,
જોશે તું ત્યાં કમળ વિણીને પેસતી આલયોમાં. ૯૪
તે સ્થાનેથી અભિમુખ જતાં સુવર્ણ શૃંગે સુહાતું,
લાંબુ પોળું કનકથી મઢ્યાં દ્વાર ને સાખ વાળું;
મોટા મોટા રમણીય ઉંચે હેમના કુંભવાળું,
પૂજાતુ જો પુરવધુવડે રૂદ્ર દેરૂં રૂપાળું. ૯૫
તેની વામે ગગનતલ શો ભવ્ય છે ચોક આવ્યો,
જે ચોપાસે રમણીય ઉચા મે'લથી છે વિંટાયો;
જેમાં ટાંગ્યાં કનક શળિએ શુકનાં પિંજરો છે,
સામે દ્વારે ગણપતિ લખ્યાં દીપ્તિમાન્ મંદિરો છે. ૯૬

---

( ૯૪ ) જ્યારે પૂર્ણિમાને દિવસે સઘળી પૌરવધૂઓ ચંદ્રનું પૂજન કરવા હર્મ્યતલોમાં ચઢે છે ત્યારે તેમનાં ચંદ્ર જેવાં મુખનો ને ચંદ્રનો પ્રકાશ એક થવાથી જાણે નગરીમાં કોટી ચંદ્ર ઉગ્યા ન હોય તેવુ દેખાય છે.

( ૯૫ ) વળી વાપીઓમાં કમળ વિણવાને માટે પડેલી સ્ત્રીઓના અંગે સ્નાનથી વસ્ત્રો ચોટી ગયેલાં હશે તથા તેમનાં આછાં આછાં આભુષણો દેખાતાં હશે એવી શોભા પણ તારી દૃષ્ટિએ ત્યાં પડશે.

( ૯૬ ) એ સ્થાનથી પૂર્વ દિશામાં ગગનાંગણ જેવો એક ચોક છે, તેની ચારે પાસે મોટાં મોટાં ભવન છે

દ્વારે બાંધ્યાં સુરધનુ સમાં તોરણે શોભી રે'તાં,
વારીયંત્રે ઉપવનવડે પક્ષિવર્ગે ભરેલાં;
આલેખ્યા છે સ્ફટિકપર જ્યાં કૃષ્ણુરાધાવિલાસ,
એવા મારા સુહૃદજનના નિર્ખજે તું નિવાસ. ૯૭
સામાસામી દિવસ વિગમે ટાંગી વાતાયનોમાં,
રાતા લીલા મણિથકી જડયાં પિંજરો શુકકેરાં;
જોજે તું ત્યાં મમ ભવનના માર્ગની આસપાસ,
મંજુ શબ્દે શુક શિખવતી નાગરીના વિલાસ. ૯૮

---

તેમાં શુકનાં પિંજરો ટાંગેલા છે, ભિંતોપર કૃષ્ણ રાધાના વિલાસ ચીતરેલા છે. આથી કરીને પોતાના ગામ વર્ગની સમૃદ્ધિનું તથા વૈભવનુ વર્ણન કરેલું છે.

( ૯૭ ) આ ચોક આગળ નાયકના ભવનનો માર્ગ છે માટે તેનું વર્ણન છે, અનિલને કહે છે કે તુ મારા ભવનના માર્ગની આજુ બાજુ મોટા મેલમાં બારીએ સામાસામી શુકનાં પિંજર ભરવી મીઠાં મીઠાં વેણ બોલી શુકને ભણાવનારી નાગરિકાઓના વિલાસ જોજે, આથી તે સ્ત્રીઓનું તેમાં કાશલ્ય દેખાડયું છે.

( ૯૮ ) રાજહંસીને કામ પ્રમત્ત થૈ પીડા કરતા મલ્લિકાક્ષને કમલિનીના રેષાથી બાંધીને સાયંકાળે કોઈ નાગરિકાઓ પોતે ગાન કરતાં કંકણુથી તાલ દૈ મયૂરને નૃત્ય ગાવાનું શીખવતો હશે, આથી ત્યાંની નાગરિકાઓનું નૃત્ય ગાનમાં કૌશલ્ય દર્શાવ્યું છે તથા તેમના વિલાસો કેવા છે તે દર્શાવ્યું છે.

તંતુઓથી કમલિની તણા બાંધી પોતાની પાસ,
કામે ઘેલા પીડિત કરતા હંસીને મલ્લિકાક્ષ;
પોતે ગાતાં મણિવલયથી તાલી લૈ તાલ દેતી,
સાયંકાળે નચવતી હશે નાગરી કો શિખંડી. ૯૯
પાયે ધારી મૃદુ મૃદુ રવે વાગનારાં નુપૂર,
અંગે રાતાં વસન મણિનાં કર્ણમાં કર્ણપુર;
કિંચિત્ કંપે સ્તનકળશના ચાલતી મંદ મંદ,
જોશે તું ત્યાં વળિ સરિણીમાં નાગરી નિષ્કલંક. ૧૦૦

---

( ૯૯ ) પગમાં ઝીણા ઝીણા સ્વરે વાગતાં નુપૂર ધારીને તથા અંગે આ વસંત ઋતુ હોવાથી સાળુ પે'રીને તથા કાનમાં મણિનાં કર્ણપુર પે'રીને ઉત્તુગસ્તને કરી નિતંબને ભારે મંદ મંદ ચાલતી નાગરિકા તું ત્યાં જોઇશ, મૃદુ મૃદુ સ્વરવાળાં નુપુર એમ લખવાથી તેમના સુકુમારત્વને લીધે સ્વરની પણ મૃદુતા દર્શાવી છે. રક્ત વસનથી તેમનું ઋતુ ઋતુના વિહારમાં નૈપુણ્ય દર્શાવ્યું અને મંદ મંદ ચાલે છે તોપણ કિંચિત્ સ્તન કળશ કંપે છે, આથી તેમના પયોધરોનું ઔનત્ય તથા ગતિનું મંદત્વ સૂચવ્યું છે. નિષ્કલંક શબ્દે તેમનું પાતિવ્રત્ય સૂચવ્યું છે.

( ૧૦૦ ) અહીંથી નાયકના ભવનનું વર્ણન છે. તે ભવનોની પૂર્વે પારિજાત મંદારાદિ વૃક્ષોનાં મારાં ઉદ્યાન છે તેમાં મારી સખીના પ્રિય વિહંગ વાસો વસે છે. વળી દ્વારના આકારમાં વેલીઓના મંડપો છે તેમાં પ્રિયાએ પાળેલા શુક જે મારા દ્વારપાળ જેવા છે તે રહે છે અને તેની ડાબી બાજુએ મલ્લિકાક્ષ કુંજમાં મારી પ્રિયતમા હંસોને ખેલાવે છે. આથી નાયકના ભવનની રમણીયતા તથા નાયિકાનું વિલાસિપણું સૂચવ્યું છે.

તેની પૂર્વે રમણિય સખે પારિજાતાદિ કેરા,
રમ્યોદ્યાને મમ ભવન છે સર્વ કલ્પદ્રુમોના;
મંદારાદિ તરૂ સરિણીની બેઉ બાજુ પરે છે,
જેની કુંજે વિહગ પ્રિયનાં મારી વાસો વસે છે. ૧૦૧
દ્વારાકારે ભવન નિકટે મંડપો વલ્લિના છે,
જેમાં મારા શુક રૂપી સખે દ્વારપાળો વસે છે;
વામે મારા ઉપવન તણી મલ્લિકાની નિકુંજે,
ખેલાવે છે મમ પ્રિયતમા બાળ હંસો દિનાન્તે. ૧૦૨
ઘ્રાણ ગ્રાહી ગ્રહણ કરીને પદ્મ કિંજલ્ક ગંધ,
મારે ધામે નિરખિ તુજને આવતો મંદ મંદ;
તાજી ખીલી નિજ કળિવડે બાળજંબુલતાદિ,
સત્કારાર્થે અનિલ ! તુજને સદ્ય લેશે વધાવી ૧૦૩
નિત્યે ભૂમિ શયન કરતી સૌમ્ય સૌભાગ્યશાળી,
બાલાવસ્થે વિરહ દુખ આ દેહલું વેઠનારી;
સાહેલીના દુખથી દુખણી હોય તેવી થયેલી,
જોશે તું ત્યાં હરિણી ફરતી આંગણામાં પ્રિયાની. ૧૦૪

---

( ૧૦૩ ) મારા દ્વારમાં પેસતાં દ્વાર આગળની વલ્લીઓ પોતાનાં પુષ્પોએ તને વધાવી આવકાર આપશે. કારણ કે તું પણ પદ્મના ગંધરૂપી ઉપહાર લઇને અતિથિની પેઠે ત્યાં જતો હોઈશ.

( ૧૦૪ ) અહીંથી નાયિકાનું વર્ણન શરૂ થાય છે. નાયક કહે છે કે, હે અનિલ ! તું આંગણામાં પેસતાંજ દુર્બળી થઈ ગયેલી મારી પ્રિયાની હરિણી દેખીશ. મારી પ્રિયા રાત દિવસ ભૂમિ ઉપર સુવે છે અને બાળાવસ્થામાં આવું દુઃસહ વિયોગનું દુઃખ વેઠે છે ને જોઈ પોતાની

આછાં અંગે વસન ધરતી દુબળાં ગાત્રવાળી,
વર્ણે ગોરી વલય મણિનાં હસ્તમાં ધારનારી;
તન્વી શ્યામા કમલનયના થોડબોલી વિહારી,
બાલાવસ્થે પ્રિય ગૃહિણી એ જાણજે ભાભી તારી. ૧૦૫
મારા પાખે નિશદિન સખે ઝુરી ઝુરી વિયોગે,
ગાળે લાંબા દિવસ, કરતી જંખના નામ મારે;
સાશ્રુનેત્રે સુતનુ લમણે હાથ દૈ વેલીકુંજે,
બેઠેલી તું નિરખીશ સખે જૈશ જો ત્યાં પ્રદોષે. ૧૦૬

---

સાહેલીના દુઃખથી જેમ દુખણી ન હોય તેમ તેની હરિણી દુબળી થઇ ગઇ હશે. તે હરિણીની સ્થિતિ જોઇ પ્રિયાની સ્થિતિનું તને સહજ અનુમાન થશે

( ૧૦૫ ) અંગે આછાં વસ્ત્ર ધારણ કરનારી, જેના ગાત્ર બધાં દુબળાં થઇ ગયાં છે એવી ગૌરવર્ણવાળી હાથમાં મણિનાં વલયવાળી. તન્વી, શામા, કમળના જેવાં નેત્રવાળી થોડુ બોલનારી, વિલાસી અને બાળાવસ્થાવાળી આટલાં ચિહ્ન જોઇને તું નક્કી જાણીશ કે તે તારી ભાભી અને મારી પ્રિય ગૃહિણી છે. આમાં દર્શાવેલાં બધાં પદ્મિની લક્ષણ છે. દુબળાં ગાત્રવડે લાંબા વિરહની વેદના સૂચવી છે. થોડબોલી શબ્દથી તેનું સ્ત્રીને ઉચિત ગાંભીર્ય સૂચવ્યું છે. કમળ નયન, ગૌરવર્ણ, તન્વી, તથા શ્યામા એ શબ્દોવડે તેનુ અલૌકિક રૂપ વર્ણવ્યું છે.

( ૧૦૬ ) જો તુ ત્યાં સાંજે જઇશ તો મારા વિયોગે ઘરમાં ઘડી પણ ન ગોઠવાથી આખો દહાડો ઘરનું આંગણું કરી થાકી ગયેલી મારી પ્રિયા સાંજે મલ્લિકાના નિકુંજમાં લમણે હાથ દેઇને નિરાશ થઇ બેઠેલી તું જોજે. તથા શોકથી તેના નેત્રમાંથી અશ્રુબિંદુ ખરતાં હશે.

પાસે જૈને મૃદુગતિ ધરી શોકથી શાન્ત પાડી,
વાર્તા મારી વિદિત કરજે સર્વ એને વિચારી,
કે'જે તારા સુમુખિ! વિરહી સ્વામીનો મિત્ર હું છું,
સંદેશાર્થે નિલગિરિ થકી ખાસ એં આવિયો છું. ૧૦૭
કે'જે કે છે કુશળ અહિંયાં સ્વામી તારો સુગાત્રિ!
ગાળે તારું સ્મરણ કરતાં કાળ કષ્ટે વિયોગી;
દૈવેચ્છાએ પુનરપિ વળી શીઘ્ર સંયોગ થાશે,
માટે ચિંતા કરીશ નહિ તું માનિની લેશ ચિત્તે. ૧૦૮

---

(૧૦૭—૧૦૮) આ ઉપરના શ્લોકમાં દર્શાવ્યા પ્રમાણે જ્યારે તે ત્યાં શોકમાં બેઠી હોય તો એને ધીરેથી મન્દ મન્દ ગતિ ધરી પાસે જઈને શોક કરતી શાન્તપાડી મારું વૃત્તાન્ત જેમ ઠીક લાગે તેમ નિવેદન કરજે. થોડા બોલી અને ગંભીર છે તેથી તારી સાથે એ લાંબું સંભાષણ નહિ કરે માટે એટલું વળી કહેજે કે હું તમારા વિયોગી સ્વામીનો મિત્ર છું અને સંદેશો કહેવાને નીલગિરીથી અહિં તમારી પાસે આવ્યો છું, તને મારો મિત્ર જાણી પશ્ચાત્ તે તારો સત્કાર કરી સર્વ સંદેશ સાંભળશે. પ્રતિ ગમન

